શ્રી ગોવર્ધનધરો વિજયતે શ્રીકૃષ્ણાય નમઃ।

# ધર્મ સંવાદ



રચનાર
બેનકોરબાઈ દેવીદાસ ખીમાભાઈ
શ્રી મુંબઈમાં માધવબાગ તથા બારભાઇ મોહોલ્લાના શ્રીરામમંદિર
અને
કોટમાં કોઠારીની વાડીમાં ચાલતાં ત્રણે સત્સંગ સ્રીમંડળના
ઉપદેશક.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગૌલોકવાસી પૂજ્ય માતાજી
ગંગાબાઇનાં
સ્મરણાર્થે તેમાં ઋણી પુત્ર
ભાઈ ગોરધનદાસ ગોકળદાસ.

મૂલ્ય-અમૂલ્ય; "જય શ્રીકૃષ્ણ"

શ્રી કૃષ્ણાય નમઃ । શ્રી ગોવર્ધનધરો વિજયતે

# ધર્મ સંવાદ



રચનાર

**બેનકોરબાઈ દેવીદાસ જીણાભાઈ**

શ્રી મુંબઈમાં શ્રી માધવબાગ તથા બારભાઈ મહોલ્લાનાં શ્રી રામમંદિર
અને ડોટમા કોઠારીના વાડીમાં ચાલતા ત્રણે
સત્સંગ સ્ત્રીમંડળના ઉપદેશક

મૂલ્ય–જયશ્રીકૃષ્ણ

**श्लोक**

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्यं संनिहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥**

**અર્થ**

શરીર નાશવંત છે, વૈભવ હમેશાં રહેશે નહિ ને મૃત્યુ નિત્ય પાસે છે એમ જાણી ધર્મસંગ્રહ કરવો એજ કર્તવ્ય છે.



છપાવી પ્રસિદ્ધ કરનાર

**ગૌલોકવાસી પૂજ્ય માતાજી**
**ગંગાબાઇનાં**
સ્મરણાર્થે તેનાં ઋણી પુત્ર
**ભાઈ ગોરધનદાસ ગોકળદાસ.**

ધી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં મણિલાલ ઈચ્છારામ દેસાઈએ છાપ્યું.
કાળાઘોડા, બેક–હાઉસ લેન, કોટ, મુંબઈ.



ગં. સ્વ. ઓનંકારબાઈ દેવીદાસ ઝીણાભાઈ



સ્વ. ગં. સ્વ. ગંગાબાઈ

તે શેઠ ગોકળદાસ મોરારજીનાં વિધવા

જન્મ સંવત ૧૯૨૨ | સ્વર્ગવાસ સંવત ૧૯૮૮

# અર્પણ પત્રિકા

**यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै।**
**तं हि देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥**

જેણે પૂર્વે પિતામહને સરજ્યા છે તથા જે તેને વેદજ્ઞાન પ્રેરે છે તેવા પોતાની જ બુદ્ધિથી સ્વયં પ્રકાશમાન દેવને મોક્ષની ઇચ્છાવાળો હું શરણ જાઉં છું.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति**

અથવા તો

**ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते**

તે સર્વાન્તર્યામી પ્રભુની પ્રેરણાથી જે લખાયું તે
પ્રભુને અર્પણ—

તમારૂં લઈને તમને દેશું રે, પ્રભુજી મારા,
તમારૂં લઈને તમને દેશું.

**બેનકોરબાઈ**

## શ્લોક

**अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।**
**उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥**

## અર્થ

આ પોતાનો ને આ પારકો એવી ગણના તુચ્છ ચિત્તવાળાની હોય છે; પણ ઉદારચરિતવાળાઓને તો આખી પૃથ્વી જ કુટુંબ રૂપ છે.

## હરિગીત

હિંદુતણા શાસ્ત્રો તણી, પરવા કંઇ દિલમાં નથી;
સ્મૃતિકારના આદેશને, અંતરમહીં સ્થાન જ નથી;
ગીતાતણી આજ્ઞા રુડી, જે પાદ નીચે છુંદતા;
પરધર્મી કરતાં તો બુરા, હિંદુ થયા શા કામના? ૧
ભૂષણ હશે જે ધર્મનું, દૂષણરૂપે સહુ લેખતા;
બંધન રુડા ત્યાગી, અને દૂષણરૂપે તે લેખતા;
હૈયા મહીં હિંદુ તણા કાનુનને ધિક્કારતા;
હિંદુત્વપર પ્રીતિ નથી, હિંદુ થયા શા કામના? ૨
હિંદુ તણા ઝભા નીચે, કાર્યો અહિંદુ આચરે;
ગૃહમાં રહી ગૃહ ભેદવા, અતિ નીચ યુક્તિ વાપરે;
આર્યો બની ફરતા ફરે, તમથી મહા શત્રુ રુડા;
દંભી પ્રપંચી પૂતળા, હિંદુ થયા શા કામના? ૩
આર્યો તણી આ કર્મભૂમિ, ભોગભૂમિ નહિ બને;
અમ માતનાં મંદિર મહીં, સ્વચ્છંદી ચાળા નહિ થશે.
આર્યો તણા અંતર મહીં, નિશદિન તે પડઘા થતા;
આ વાત દિલમાં ના વસે, હિંદુ થયા શા કામના? ૪
વિવાહની રુડી વિધિ, સ્વચ્છંદી બુરી ધારતા;
ટુંકા અમારા ક્ષેત્ર છે, બકવાદ બહુ જૂઠા થતા;
અમ પ્રેમને નથી સ્થાન કંઇ, મિથ્યા પ્રપંચી બોલતા;
હિંદુત્વનું અભિમાન ના, હિંદુ થયા શા કામના? ૫

श्री कृष्णायनमः

## मुंबइना परम वैष्णु शेठ गोकळदास मोरारजीना विधवा गंगास्वरुप गंगाबाइनुं संक्षिप्त

# जीवन चरित्र

## शुचीनां श्रीमतां गेहे योग. श्रेष्ठोपि जायते।

आ श्लोक अनुसार एमनो जन्म संवत १९२० मां पोरबंदरमां शेठ गोकुळदास काळीदासने त्यां थयो हतो. पवित्र कुटुंबमां जन्म थवो ते पण महद्द भाग्यशाळी जीवात्माने ज संभवित छे. एमणे जमाना अनुसार निशाळनी केळवणी लीधी न हती, पण व्यवहारिक केळवणी बहुज सारी मेळवी हती. एमनी बुद्धि बहुज तीव्र हती अने धर्म तरफ बाळपणथी बहुज श्रद्धा हती. श्रीठाकुरजीनी सेवा एमने बहुज गमती. तेर वर्षनी वये एमनुं लग्न परम वैष्णव शेठ गोकुळदास मोरारजी साथे थयुं हतुं. सासरे आव्या पछी साधारण लखवावांचवानुं शिक्षण पतिनी आज्ञाथी मेळव्युं हतुं. पोताना पतिदेवनी साथे गोकुळ, मथुरानी यात्राए गया हता. पतिने मरजाद होवाथी पति आज्ञानुसार पोते पण युवान वयमां ज मरजाद लइ, सहधर्मिणी नामने शोभावी, घरमां पतिने प्रभुसेवामां सहाय करतां हतां. प्रभुकृपाथी तेमणे बे पुत्र अने सात पुत्रीओने जन्म आप्यो हतो. एमनो गृहस्थाश्रम बंने समान विचारना होवाथी शोभी नीकळ्यो हतो. एमणे पतिपत्नीए श्री व्रजनी वनयात्रा पण साथे करी हती. त्यारबाद मोटा मंदिरमां श्री जीवणलालजी बीराजता हता ते समये १०८ सप्ताह करी पारमार्थिक कार्यनो सारो ल्हाव लीधो हतो. वळी

પોતાના મોટાં પુત્રપુત્રીને પણ શેઠની હયાતીમાં ધામધુમથી પરણાવીને સાંસારિક લ્હાવ પણ સારી રીતે લીધો. ત્યારબાદ એમનાં મોટાં પુત્રી વ્હાલીબાઇ એક પુત્ર નારણદાસને મુકી બહુજ ગુવાન વયમાં ગુજરી ગયાં. અને ત્યાર પછી એમનાં યુવાન પુત્ર બાળવિધવા મુકી સ્વર્ગવાસી થયા હતા. આ દુઃખ પોતે ઘણીજ ધીરજથી સહન કર્યું હતું અને પોતાનાં પુત્રવધુ ગં. સ્વ. ગોમતીવહુને ઘણા જ સ્નેહથી રાખી તેમનું મન ઇશ્વરમાં પરોવાય એવી પેરવી કરતાં હતાં. પોતાનાં સાસુસસરાનાં ઇશ્વરમય જીવનના સહવાસથી એઓ પોતાનું જીવન પ્રભુમય બનાવી સેવામાંજ કાળ વ્યતીત કરતાં હતાં. શેઠ ગોકુળદાશ પુત્રશોકના આઘાતથી પોતાના પુત્રના સ્વર્ગવાસ પછી બાર મહીનામાં જ ગોલોકવાસી થયા હતા. પોતાના પતિની ગેરહાજરીમાં તેમનાં વડીલોના વખતથી સ્થપાયેલ ઠા. દામોદર વાલજીની પેઢીમાં કાપડનો ધંધો ચાલતો હતો તે ધંધો અને લાખોની મીલકત સંભાળવાની ફરજ ગં. સ્વ. ગંગાબાઇને માથે આવી પડી હતી. છતાં પૂર્ણ સાવચેતી અને હુશિયારીથી પરકોમના પારસી ભાગીદારોને પણ રાજી રાખી, તેમની સંમતિ લઇ યોગ્ય વ્યવસ્થા કરતાં હતાં. વળી પોતાનાં બાળક એકનાં એક સુપુત્ર શેઠ ગોરધનદાસ તથા પુત્રિઓને જમાના અનુસાર કેળવણી આપી હતી.વળી પોતે વ્યવહારકુશળ હોવાથી પુત્રપુત્રિઓને વ્યવહારિક જ્ઞાન પણ ઠીક આપ્યું હતું. વળી યોગ્ય વય થતાં તેમનાં યોગ્ય કુટુંબમાં સબંધ કરી તેમને ગૃહસ્થાશ્રમી બનાવ્યાં હતાં. તેમનો સંસાર સુખી જોઇ ઇશ્વરકૃપા માનતાં હતાં. એમનો મુખ્યમાં મુખ્ય ગુણ ધર્મપર અતુલ શ્રદ્ધા હતી. તે પોતાનાં ધર્મિષ્ઠ પતિસહવાસથી સુદૃઢ હતી. શેઠ ગોકુલદાસ પણ પ્રભુસેવાપરાયણ હતા. પોતાનો દાદરનો બંગલો જે મોરારબાગને નામે ઓળખાય છે તેમાં ઘણી વખત શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજોની

પૂર્ણ પ્રેમ અને આદરથી પધરામણી કરતા અને ત્યાં જ તેમનાં તપેલાની વ્યવસ્થા કરી પોતે સેવક બની રાતદિન શુદ્ધ અનન્ય ભાવથી સેવા કરતા હુતા. તેવી જ રીતે ગં. સ્વ. ગંગાબાઇને પણ પતિ સહુવાસથી ગુરૂદેવમાં ભકિત હુતી. આજથી સાત વર્ષ પહેલાં તેઓએ શ્રી નૃસિંહુલાલજી મહારાજનાં વહુજી વનયાત્રામાં પધાર્યાં ત્યારે તેમની સાથે જ પોતે વનયાત્રા કરી હુતી. શ્રી યમુનાજી, શ્રી ગીરિરાજ અને વ્રજભૂમિ સર્વ સ્થળોપર તેમને શુદ્ધ પ્રેમ હુતો. ધર્મનાં દરેક સિદ્ધાંતને તેઓ બરોબર માન આપતાં હુતાં. જે સ્થળમાં જેવી વિધિથી સ્નાન દાન સેવા કરવી જોઇયે તેવી જ વિધિથી કરતાં હુતાં. વળી પોતાના નિત્યકર્મમાં પણ પ્રભુસેવા, શ્રીમદ્ ભાગવતકથા અને સ્તોત્રપાઠ કર્યા વિના તે ભોજન લેતાં નહિ. કથાશ્રવણ કરવામાં પણ એમની બહુ જ રુચી હુતી. શ્રી માધવબાગ સત્સંગ સ્ત્રીમંડળમાં તેઓ વખતો વખત હાજરી આપતાં હુતાં. એઓ પુન્યદાન અને ખાનગી સખાવત મુંગેમોઢે કોઇ જાતની મ્હોટાઇ બતાવ્યા વગર કરતાં. વળી સંસારી ઉપાધિમાં તેઓનાં યુવાન પુત્રીઓ અકાળ વયે ગુજરી ગયા હુતાં તેમની પછવાડે ઘણું પુન્યદાન કરી સ્ત્રી-ધર્મની ચોપડીઓ મંડળમાં વેહેંચી હુતી. તેમનાં નાના પુત્રોને ઉછેરવાની પણ એઓને કાળજી રાખવી પડતી હુતી. તે પણ પ્રભુની આજ્ઞા માની કુટુંબની દેખરેખ રાખતાં. પોતાનાં મૃત્યુ પહેલા બે મહીનાથી તેમની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી હુતી છતાં એક પણ દિવસ તેઓ પ્રભુસેવા કર્યા વગર રહેતા નહિ હુતા. ફકત છેવટનાં પંદર દિવસ પોતાથી ઉઠી શકાતું નહિ તો પણ બીજાની મદદથી સ્નાન કરી પ્રભુદર્શન કરી સહુ જ દુધ લેતાં હુતાં અને આખો દિવસ પ્રભુસ્મરણમાં જ ગાળતાં હુતાં. પોતે સમજી ચુકયાં હુતાં કે હુવે આ દેહુ થોડા દિવસનો મેમાન છે. તેથી પોતે ગુરુદેવનાં દર્શન કરવાની ઇચ્છા દર્શાવી ત્યારે એમનાં સુપુત્ર ગોરધનદાસે માતૃઆજ્ઞાનુસાર શ્રીગોકુળનાથજી મહારાજ તથા

તેમનાં ચિ. બાળકોને તથા વહુજીને પધરાવી માતૃઇચ્છા પૂર્ણ કરી. મહારાજનાં દર્શન કરી પોતે બહુ રાજી થયા અને ભેટ કરી. અને શાંત ચિત્તથી એકટશે ગુરુદેવનાં દર્શન કર્યાં. પોતે જાણતાં હતાં કે હવે આ ચર્મચક્ષુથી ફરી દર્શન કરીશ નહિ. બન્યું તેમ જ. તે દિવસ પછી તેમની સ્થિતિ વધારે બગડી દેખાતી. પણ પોતે શાંત રહ્યાં. મૃત્યુનાં દિવસે પોતાનાં ઘરનાં ઠાકોરજીને શયન થયા કે નહિ તે કાળજી કરતાં હતાં. ઘરનાં ઠાકોરજીની સેવા બરોબર થાય એ જ એમની મરતાં સમય પણ ઇચ્છા હતી. તે સમયે એમણે પૂછયું કે, કેમ બરોબર સેવા પોંચ્યા કે, એટલું જ બોલ્યાં અને શ્રીમદ્ ભાગવત સાંભળવું છે એમ કહેતાં જ પોતાનાં એકનાં એક પુત્ર અને પુત્રી તથા જમાઇનાં સમક્ષ પોતાનાં કુટુંબમાં જરા પણ આસક્તિ રાખ્યા વગર પ્રભુસ્મરણ કરતાં વિનાકષ્ટે પોતાનાં અમર આત્માને પ્રભુધામમાં મોકલાવ્યો.

હિંદુ સંસારમાં વિધવાઓની સ્થિતિ કેટલી બધી દુઃખદ હોય છે એ સૌ કોઇને વિદીત છે. શ્રીમંત પોતે હોવા છતાં પણ પરાધીનતા ભોગવવી એ એક સાધારણ વાત છે, છતાં પણ સ્વ. ગંગાબાઇના જીવનચરિત્રે બતાવી આપ્યું છે કે સારા સંસ્કારોમાં ઉછરેલી અભણ અજ્ઞાન વિધવાઓ પણ પોતાના પતિ અને કુલની આબરુ ઉજ્જ્વલ કરી શકે છે. પોતે ઘણા ભણેલાં ન હોવા છતાં કેળવણી પ્રત્યે તેમનો ઘણો ચાહ હતો, અને તદ અનુસાર પોતાના બાળકોને પણ જમાનાને અનુસરતી યોગ્ય કેળવણી આપી હતી. તેમના મ્હોટા પુત્રી બાઇ હીરાબાઇ જેઓ પોતાની માતાના સ્વર્ગવાસનાં ત્રણ વર્ષ પહેલાં સ્વર્ગવાસી થયાં હતાં તેઓ સંસ્કૃત અંગ્રેજી વિગેરેનો સારો અભ્યાસ કરી પોતાના પતિને મીલઉદ્યોગના વેપારમાં પણ સહાય કરી શકતાં હતાં. તેમનાં બીજા પુત્રી મમુબાઇ જેઓ સત્તર વર્ષની યુવાન વયે સ્વર્ગવાસી થયાં તેઓએ પણ સંસ્કૃત,

ગુજરાતી અને અંગ્રેજીનું સારું જ્ઞાન સંપાદન કર્યું હતું અને જો તેઓ વધુ જીવ્યાં હોત તો ભાટીયા કોમની બાળાઓને એક આદર્શ દાખલો બેસાડત. આવા દાખલાઓ સ્વ. ગંગાબાઇની સ્ત્રીકેળવણી પ્રત્યેની સહાનુભુતિનો સંપૂર્ણ ખ્યાલ આપે છે.

તેમના પુત્ર ગોરધનદાસની કેળવણી માટે તેઓએ ઘણો જ શ્રમ ઉઠાવ્યો હતો અને છુટે હાથે પૈસા ખરચી મુંબઇ યુનીવર્સિટીના ગ્રેજ્યુએટ સુધીની કેળવણી આપી હતી, અને તેજ કેળવણીના પ્રતાપે તેઓ પોતાની હાલની જીંદગીમાં પણ સારી ફત્તેહ મેળવી રહ્યા છે. ભાટીયા પ્રાંતિક પરિષદ્‌ના એક અગ્રેસર તરીકે અને ભાટીયા વ્યાયામ અને આરોગ્ય સમિતિના પ્રમુખ તરીકે તેઓએ ભાટીયા કોમની અને જાહેર જનતાની ઘણી સેવાઓ અત્યાર સુધી બજાવી છે. ભાટીયા કોમને માટે સ્ત્રીહુન્નરઉદ્યોગગૃહ ઉઘાડવામાં, ભાટીયા કશરતશાળાની સ્થાપના કરવામાં અને ગયે વર્ષે કાલબાદેવી ઉપર ઉજવાયલા બાળસપ્તાહ અને આરોગ્ય પ્રદર્શન ભરવામાં શેઠ ગોરધનદાસે જે ભાગ લીધો છે એજ એમની ઉચ્ચ સંસ્કૃતિનો પૂરાવો આપે છે. મુંબઇની મ્યુનીસિપલ કોરપોરેશનનાં સભાસદ થવા માટે પણ તેઓએ ઉમેદવારી કરી હતી અને એવા બીજા જાહેર કાર્યોમાં સારો ભાગ લઇ રહ્યા છે. આ સર્વે એમની માતુશ્રી તરફથી મળેલી ઉચ્ચ કેળવણીને જ આભારી છે. એક અભણ વિધવા માતાના આવા સંસ્કારી ફરજંદો ઉત્પન્ન થાય એ જ બતાવી આપે છે કે સ્વ. ગંગાબાઇ એક સાધારણ વ્યક્તિ ન હતાં. તેઓ પોતાની પછવાડે એક પુત્ર શેઠ ગોરધનદાસ તથા એક પુત્રી સુંદરબાઇ તથા તેમનાં બાળકો અને પોતાના મરનાર ત્રણ પુત્રીઓનાં પુત્રોને મુકીને સ્વર્ગવાસ કર્યો.પ્રભુ સદ્‌ગતનાં આત્માને શાન્તિ આપો અને શેઠ ગોરધનદાસ પોતાનાં માતાપિતાને પગલે ચાલી, તેમનાં યશને ઉજ્જ્વળ કરો.

એ જ, શાંતિ, શાંતિ.

॥ શ્રીગણેશાયનમઃ ॥

# ધર્મ સંવાદ

નમું અખિલ જગતનાં કારણું, નિજલીલા હિતતનું ધારણું–નમું૦
ધર્મ સ્થાપવા અધર્મ કાપવા, દુષ્ટજનો વદારણું–નમું૦
નિજ ભકતોનું રક્ષણ કરવા, યુગે યુગે અવતારણું–નમું૦
તે શ્રી કૃષ્ણ–સગુણ પ્રભુજી, દીયો સન્મતિ સુધારણું–નમું૦

## સુધરેલું કુટુંબ

સર્વ તીર્થમય સાગરનાં પવિત્ર તટપર સર્વ દેશમાં પ્રસિદ્ધ એવી, મોહમયી નગરીમાં બાર લાખ મનુષ્યની વસ્તી છે. તેમાં સેંકડો કરોડાધિપતિઓ, હજારો લાખોપતિઓ, હજારો નોકર-વર્ગ, હજારો મજુરો, શેઠ, શાહુકારો, ભિક્ષુકો, આચાર્યો આસ્તિકો, નાસ્તિકો, અને અનેક ભિન્નભિન્ન ધર્મપંથના લોકો વસી રહ્યા છે. જે દેશમાં પાશ્ચાત્ય વિદ્યા અને પાશ્ચાત્ય સંસ્કારોથી ધર્મના પાયા હાલી રહ્યા છે, એવા દેશના ઉપરનાં મુખ્ય નગર-માંનાં એક માળામાં, એક સંસ્કારી બહોળું કુટુંબ વસતું હતું.

ધર્મને માટે "જુનું તે સોનું" એવા દૃઢ વિચારો તેમનામાં ઠસી રહેલા. વળી ધર્મ જ ધર્મનું રક્ષણ કરે છે; ધર્મને હણવો નહિં એવા વિચારનાં હતાં. મનુષ્ય દેહનું ખરું સાર્થક પ્રભુ ભજન અને સદાચારથી ધર્મે ચાલવું તેવા જેનાં વિચાર છે, એવા કુટુંબમાં થોડાં ભણેલાં પણ સદ્દગુણથી ચાલનારા, ધર્મ અને ઇશ્વરને માનનારા स्वधर्मे निधनं: श्रेय: परधर्मो भयावहः એવી રીતે જેની દૃઢ વૃત્તિ છે; यथा देहे तथा देवे यथा देवो तथा गुरु: એવી

દૃઢ માન્યતાવાળા સુશીલાબાઇ નામનાં વયોવૃદ્ધ એક વૈષ્ણવ બ્હેન વસ્તાં હતાં. આડોશીપાડોશી સાથે સંપથી ચાલનાર હતાં તેથી સગાંસંબંધી પાડોશીઓ અને સહવાસમાં આવતાં દરેક મનુષ્યો તેમનાં ધાર્મિક સુસ્વભાવને લઇને માન આપતાં હતાં.

તેમની પડોશમાં એક સુધરેલું વિદ્યાવાન્ કુટુંબ રહેતું હતું. તે કુટુંબ પાશ્ચાત્યવિદ્યાનાં સહવાસ અને સંસ્કારોથી આપણા આર્યધર્મના આચારવિચારને ભૂલી જઈ કેવળ દેહ-આરામી (મોજીલું) બનેલું હતું. દેહને જ સર્વસ્વ માનનારા તેઓ પોતાનો વખત દેહને ઉંચા સાબુથી નવરાવવો, આમ ફક્કડ કપડાં પહેરાવવાં અને એટીકેટથી આમ રહેવાય, ગાડીમાં તો આમ જ બેસાય એવા વિચારમાં જ મસ્ત રહેતા હતાં. બધી રીતે સુધરેલા વિચારનાં હોવાથી આર્યધર્મીઓને તે ધર્મરહિત એટલે ધર્મમાં નહિ માનનારા લાગતાં હતાં. ઇરાનીની હોટેલની ચાહ પીવી તેમાં શું? ઘરનું પવિત્ર શુદ્ધતાથી બનેલું સાદું ખાવાનું છોડી 'હિંદુ હોટલ' એટલે હિંદુ હો તો ટલ," જો તું હિંદુ હો તો "ટલીજવાને આવ," એવી દુકાનના; ઘડી ઘડી સાબુથી હાથ ધોનારા ઉપરની સ્વચ્છતાને માનનારાં છતાં, હલકામાં હલકા રોગિષ્ટ માણસનાં ખાધેલાં વાસણમાં તેઓ ખાનારાં હતાં.

તે સ્ત્રીપૂરુષ સારું ભણેલાં હતાં. તેઓ બન્નેએ ડીગ્રીની ઉપાધિ મેળવેલી હતી. એટલે સુધારક તરીકેનું પૂછવું જ શું? તેમાં જે સ્ત્રી હતાં તે બ્હેનનું નામ વિદ્યાગૌરી હતું. તેમને તો સાધારણ બ્હેનો તુચ્છ જેવાં લાગતાં હતાં; વાતવાતમાં અભિમાન રાખતાં. પાડોશમાં કોઇની સાથે વાત ન કરે. સાંજ પડે કે પતિ આવે તો ઠીક, નહિ તો પતિનાં દોસ્તો સાથે ચોપાટી કે હેન્ગીંગ ગાર્ડન, પાલવા, કોલાબા, મહાલક્ષ્મી વગેરે જગ્યાએ હવા ખાવા જતાં હતાં. આજનાં જમાનામાં ઇશ્વર નિમિત્તે દેવદર્શન જનારાની ટીકા કરનારા હજારો સુધ-

રેલા નીકળે છે. પણ એકલી સ્ત્રીઓ ગમેતેવા પુરુષોની સાથે મનને વિકલ કરે એવા સ્થાનમાં એકલાં ભટકયા કરે તેને માટે અમારાં વર્તમાનના લોકો એક પણ શબ્દ ઉચ્ચારે નહિ. કારણ પગ નીચે બળતું હોય તો કહેવાય કેમ ? કાલની બલિહારી. કળિયુગનો પ્રભાવ હોઇ તેમાં પરદેશી રાજા એટલે राजा कालस्य कारणं મુખ્ય છે. મનુષ્યને દેશ, કાલ, સંસ્કાર, અન્ન, સહુવાસ, જળ વગેરે સુધારે છે, તેમ બગાડે છે. જેમ કે પવિત્ર તીર્થો, તેનાં જળ તથા પવિત્ર દેશનાં સહુવાસથી મનુષ્યની બુદ્ધિ સારી થાય છે; અને સંગદોષથી જ થએલું તેજ અપવિત્ર જલ, દેશ, સહુવાસ, સંસ્કાર, ભૂમિ, અન્ન વગેરે મનુષ્યની બુદ્ધિ તો શું પણ પ્રાણી માત્રની બુદ્ધિને બગાડે છે. સોડાવોટર લેમોનેડ અને અંગ્રેજી પીણા અને ખાદ્ય પદાર્થો મનુષ્યની વૃત્તિને ચંચલ અને વિકારી બનાવે છે. તેવી જ રીતે આપણા આધુનિક સુધરેલા આ વિદ્યાગૌરી બ્હેન સુધારક પક્ષનાં હતાં, જુના વિચારને ધિક્કારનારા હતા, ધર્મની ટીકા કરનારા હતાં.

એક વખતે તેમનાં પતિ કલબનાં મિત્રો સાથે બહારગામ ગયા હતા. તે ગયા ત્યારથી વિદ્યાગૌરીને તાવ આવેલો હતો. સાધારણ કહેવત છે કે, પહેલાં સગાં પાડોશી તે અડી ઓપટીએ કામ તરત આવે. પણ આ બાઇ સુધરેલાંને કોઇ જોડે સહવાસ નહિં, એટલે લાચારીથી દુઃખ ભોગવી રહ્યાં હતાં. તાવ સખ્ત આવવાથી શરીરને વધુ કષ્ટ થતું હતું તે સહન ન થવાથી બુમો પાડતાં. હતાં. ઘરમાં કોઇ કપડું પણ ઓરાડે તેવું નહિં હતું અને તેમાં વળી બોલવાની શુદ્ધિ પણ નહોતી. ઘરમાં ઓય માડી, ઓય માડીમરી ગઇ એવી ચીસો પાડતાં હતાં.

એવામાં પાડોસમાં ધર્મિષ્ઠ હૃદયવાળા પરોપકારી શાંત સ્વભાવવાળા જે સુશીલા બ્હેન રહેતાં હતાં તેમનાં સાંભળવામાં ઉપરના શબ્દો આવ્યાં અને તેથી વિચાર કરવાં લાગ્યાં કે,

રખેને બાજુમાં રહેતાં બ્હેન કંઇ માંદા પડ્યા છે કે શું? આમ હાય, વોય કેમ કરે છે? ચાલ જોઉં, ખબર કાઢું. એમ વિચારી તરત ઊઠ્યા. અને બહાર આવી પોતાની પાડોશણનું બારણું અમસ્તું અડકાવેલું હતું, તે ઉઘાડી, તેના ઘરમાં ત્યાં જઈને જુએ છે તો પેલાં સુધરેલાં બ્હેન બેશુદ્ધ પડેલાં છે. આજુબાજુ નજર ફેરવી જોયું તો કોઇ દીઠું નહિ. આ બ્હેનની આવી સ્થિતિ જોઇ પરોપકારવૃત્તિવાળા આ સુશીલા બ્હેન વિચારમાં પડ્યા કે, શું કરવું? એટલામાં મનમાં આવ્યું કે

**कुत्र विधेयो यत्नो, विद्याभ्यासे ॥**
**तथौषधदाने अवधीरणा च कुत्र कार्या।**
**खलपरयोषित्परधनेषु ॥**

યત્ન કયાં કરવો, તો કહે છે કે વિદ્યાભ્યાસ, ઔષધ તથા પરોપકારમાં; તેમ અનાદર કયાં કરવો, તો કહે કે દુર્જન, પારકી સ્રી, તથા પરધનમાં.

વ્યાસ ભગવાન્ અષ્ટાદશ પુરાણોમાં કહે છે કેઃ-

**व्यासस्य वचनद्वयम् ।**
**परोपकारः पुण्याय ॥ पापाय परपीडनम् ।**

આમ મન સાથે નિશ્ચય કરી પોતે વિદ્યાગૌરી પાસે આવ્યા. જુએ છે તો બેભાન જેવી પડેલી છે. વસ્ત્રનું ભાન નથી; ઉલટી થવાથી કપડાં બગડેલાં છે. ખાસ આર્યસ્રીઓના હ્રદય ધર્મ-ભાવનાવાળા હોય છે. તે અનુસાર સુશીલાએ પણ પહેલાં તેને વાસ્તે પથારી કરી, પછી તેનાં કપડાં બદલાવ્યાં; તે પછી પથારીમાં સુવાડી ઓઢાડીને તેનું શરીર દાબ્યું. ત્યાર પછી વિદ્યાને કાંઇ શાન્તિ વળી અને ભાન આવ્યું. તે જોઇ સુશીલા બ્હેન ઉઠી, પોતાનાં ઘરમાં આવી સુદર્શન જેવું ઔષધ લાવી, ઉકાળી ગાળી તેને પીવડાવ્યું. આજનો જમાનો તો અધીર અને અવિશ્વાસુ

બન્યો છે, ને બનતો જાય છે. પોતાના દેશની હવાને તથા સમયને જે અનુકૂળ લાગે તેવી દવાઓને, અમારા હાલના સુધારકમાં ખપતાં બ્હેનો અને બંધુઓ માનતા નથી. પરંતુ આપણા દેશમાં પ્રાચીન કાળથી વૈદક વિદ્યા છે. જે કેસોમાં ડાકટરો સારૂં કરી શકતા નથી, તે કામ ઘણી વખતે આપણા દેશી સાધારણ વૈદ્યો કરી શકે છે. તે અનુસાર સુશીલા બ્હેનને દેશી ઔષધ આપ્યાપછી, જરા જરા આરામ લાગવા માંડ્યો. આંખ ઉઘાડી અને જુએ છે તો પોતાના પાડોશણ બ્હેન, માથે વાટેલા મરી અને ચોખા ચોપડી રહ્યા છે. ઉપકાર ભરી નજરથી, ગર્વભરી આંખોવાળીએ બધું જોયું; આંખમાં આંસુ આવ્યાં, ને બોલી "બ્હેન, તમે મારા ઉપર દયા કરી છે. અહો બ્હેન સાદા બ્હેનોના આવા સરળ હૃદય જોઇ મને ભારી આનંદ થાય છે." આમ પોતાનો આનંદ ને ઉપકાર પ્રદર્શિત કર્યો. સુશીલા કહે, "બ્હેન તમે બોલો મા. શાંતિથી જરા સૂઇ રહો, ને હવે તમને કાંઇ જોઇતું હોય તો મને કહો." તેણે કહ્યું "બ્હેન, મને જરા સોડાવૉટર, લેમોનેડ કંઇક આપો; મને તૃષા લાગી છે.

સુશીલાએ જવાબ આપ્યો "બ્હેન, આપણા દેશી વૈદ્યની રીત પ્રમાણે તો પ્રથમ તાવ આવતાં કંઇ આપવું જ નહિં એમ કહે છે, અને તેમ કરવાથી સત્વર સારું થઇ જશે." વિદ્યાગૌરીને તો નવાઇ જ લાગી. તેણે કહ્યું કે "અરે અમારા ડોકટરો તો આમ ન જ કરે. તે તો દુધ સોડા બધું જ આપે. અમે તો જરા માંદા પડીએ તો અમારે નર્સ રાખવી પડે." સુશીલાએ કહ્યું "અમે જૂનાં વિચારનાઓને ત્યાં તો ઘરનાં જ માણસો નર્સ કરતાં સરસ કામ કરે છે. નર્સની પછવાડે તો એક માણસ બી જોઇએ. બ્હેન, ગરીબોનાં ઘરમાં તે ખર્ચ પરવડી શકે જ નહિં. પણ આજનાં જમાનામાં અધીરપણું છે. જરા પણ ધૈર્ય અને કરી પાળવાની નહિં. બસ દોડાદોડ ધમાધમ સિવાય તો મને આ સમયમાં કાંઇ પણ દેખાતું નથી. છતાં ઇશ્વરનું ધાર્યું થાએ છે."

"વળી આપણું દેશી વૈદક કહે છે કે આરોગ્યનાં કુદરતી નિયમો પાળનારને દવાની કદી જરૂર પડતી નથી. આરોગ્યતાના નિયમોનો ભંગ કરીને માંદા પડવું અને પછી દવા ખાવી એ એક પ્રકારનું પાપ છે, ઇંદ્રિયોને હદ ઉપરાંત લાડ લડાવવાથી આરોગ્યનાં નિયમોનો ભંગ થાય છે. ઇંદ્રિયોને લાડ લડાવનાર માણસનું મન દુર્બળ થાય છે. મન નિત્ય નવી નવી ઇચ્છાઓ કરે છે. આથી ઇંદ્રિયોને નિત્ય લાડ લડાવનાર મનુષ્યને નિત્ય મંદવાડ આવતો હોવાથી તેને નિત્ય દવા ખાવી પડે છે. કેટલીક વાર બહુ ખાવાથી અજીર્ણ થતાં મનુષ્યો ખાવાનું પચે એવી દવાઓ ખાય છે પણ તે તેનો ખરો ઉપાય નથી. ખરો ઉપાય તો એજ છે કે ખરી ભૂખ ન જણાય ત્યાં સુધી એક કણ સરખો ખાવો નહિં અને જરા શાંતિથી ઊંઘવાથી ઘણી બેચેની ઓછી થાય છે.

"આપણાં દેશના લોકો બધું પાશ્ચાત્યનું અનુકરણ કરે છે; પણ બ્હેન આપણે તો વાતોમાં લાગી ગયાં. ચાલો, લ્યો, હું તમને કડવાટનો શરીરે ખરડ ચોપડું, એટલે તમને તાવનું ઝેર ઉતરી જશે." આમ કહી સુશીલા પોતે ઉઠી, ઘરમાં જઇને પોતાને હાથે ખરડ વાટી તૈયાર કરી લાવીને, તે પોતાને હાથે વિદ્યાગૌરીને ડીલે ચોળી, પછી લીલી ચાહ કુદીનો, વગેરે પાણીમાં નાંખી ખૂબ ઉકાળી તેનો તેને બાફ લેવરાવ્યો. ઇશ્વરની કૃપાથી તે, વિદ્યાગૌરી ચાર પાંચ દિવસમાં સારી થઇ ગઇ. એટલામાં તેના પતિ બહારગામથી આવ્યા. વિદ્યાગૌરીએ પોતાના પતિને પોતાને મંદવાડમાં વીતેલી વાત કહી અને જણાવ્યું કે "સુશીલા બ્હેન તો બહુ જ ભલાં છે. ધાર્મિક વૃત્તિવાળાં છે. વળી સાંભળવામાં છે કે એ બ્હેન સાંજનાં એ જ માળાનાં પાંચપંદર બ્હેનોને ભેગાં કરી સાથે મળી સ્ત્રીમંડળ જેવું ભરે છે. મ્હારાથી હમણાં બહાર ફરવાં જવાતું પણ નથી તો હું તે મંડળમાં

જઇશ. કેમ તમારી શું મરજી છે ?" પાતએ હા જ પાડી. બીજે દિવસે સહુવારમાં જ વિદ્યાગૌરી સુશીલા બહેનનાં ઘરમાં ગયાં અને કહ્યું કે "જ્યારે તમારું મંડળ ભરાય તારે મને જરુર બોલાવજો." સાંજ પડી કે સુશીલા બ્હેનને ત્યાં ભાવિક ભકતો આવવા માંડ્યા. વિદ્યાગૌરીને પણ ટહુકો કરી બોલાવ્યા, ને તે પણ ઝટ લેઇ આવ્યા. સર્વ બ્હેનો એકઠાં થઈ પ્રથમ સ્તુતિ કરવા લાગ્યાં.

ગીત

પ્રભુ કૃપા શું ન કરે ? કહોને, પ્રભુ કૃપા શું ન કરે ?
પ્રભુની કૃપા કહો શું ન કરે ?
મુંગાને તે કરે બોલતો, અજ્ઞને જ્ઞાની કરે, થાય તો.
અભણને તે કરે ભણેલો, રંકને રાય જ કરે. થાય તો.
નમું કૃપાળુ તે માધવ, જે નાસ્તિક આસ્તિક કરે, થાય તો.

વળી બ્હેનોએ ગાવા માંડ્યું કેઃ—

"સૌનું કરો કલ્યાણ"

આપો સદા સત્સંગ પ્રભુ, આપો સદા સત્સંગ—પ્રભુજી૦
અસદ્ વસ્તીથી દૂર રખાવો, ચઢાવો સાચો રંગ—પ્રભુજી૦
કામ ક્રોધ આદિ દુષ્ટ શત્રુ, તેનો તજાવો સંગ—પ્રભુજી૦
રાગદ્વેષને કાઢી નાંખો, આપો ધીરજ શાંતિ સુસંગ—પ્રભુજી૦
દુઃખમાં ડગી નવ ભુલીએ તમને, એવો રાખો રંગ—પ્રભુજી૦
માંગે નમી કર જોડી સ્ત્રીમંડળ, રાખો ચરણકમળ જેમ ભૃંગ—
પ્રભુજી આપો સદા સત્સંગ.

આ ભજન ગવાઇ રહ્યા પછી સુશીલાએ બ્હેનો સામું જોઇને પૂછયું કે, "બ્હેનો, પ્રભુનાં ભક્તિ જ્ઞાન વિષે જ્યાં ચર્ચા થતી હોય છે ત્યાં શ્રોતા અને વકતા બંને પવિત્ર થાય છે. માટે આજે આપણે શા વિષયની ચર્ચા કરશું ? આમાં વિષય પસંદ કરવાની બધી બ્હેનોને છૂટ છે." એટલે તુરત જ વિદ્યાગૌરી ભણેલાં હતાં તેણે કહ્યું કેઃ "સુશીલા બ્હેન, આજનો ચર્ચાવાનો પ્રશ્ન તો હું કરુ છું. તે એ કેઃ

## "મનુષ્ય જન્મ શા માટે છે"

તે બાબતપર આપ ચર્ચા કરો. જુઓ બ્હેન સુધારાની સભાઓમાં તો અમો જઇએ છીએ, પણ ધાર્મિક વિષયનો લાભ લેવાનો ને સમજવાનો મને આજે જ પ્રસંગ મળ્યો છે. માટે મારી માંગણી સ્વીકારવી જોઇએ."

સુશીલા બ્હેનેતરત જ પોતાની વાત શરુ કરી:–બ્હેનો આજે આપ સર્વાન્ત આજ્ઞાથી સર્વાન્તર્યામી પ્રભુ હૃદયમાં જે પ્રમાણે પ્રેરણા કરે તે પ્રમાણે હું આપની પાસે બે બોલ કહું છું. સાંભળો, બ્હેનો, પરબ્રહ્મ પરમેશ્વરે પોતાની અપૂર્વ અને અદ્ભુત શક્તિ-દ્વારા આ જગતની દરેક કૃતિ નિર્માણ કરી છે. તેમાં મનુષ્ય શરીરથી અન્ય કોઇ શરીર ઉત્તમ નથી. શ્રીમદ્ભાગવતનાં એકાદશ સ્કંધમાં કહ્યું છે કેઃ–

दुर्लभो मानुषो देहो देहीनां क्षणभंगुरः કે મનુષ્ય શરીર દુર્લભ છે અને ક્ષણિક છે. માટે તે ભાંગી ન જાય, તડ પડી ન જાય, તેટલામાં મનુષ્ય દેહનું જ સાર્થક સમજવું જ જોઇએ. ચોર્યાશી લક્ષ યોનિમાં ભ્રમણ કરતાં કરતાં કયારેક જ મનુષ્ય શરીરની પ્રાપ્તિ થાય છે. કહ્યું છે કેઃ—

**દોંડી**–શુભ કર્મ થકી, દેવપણું આવે,
કરે નિંદિત કર્મ, નર્ક મહીં જાયે;
પાપ પુણ્ય તે, બંને સમાન થાયે,
આ મનુષ્ય દેહ ત્યારે પ્રાપ્ત થાયે.

આ મનુષ્ય શરીરની ફરીફરી પ્રાપ્તિ થતી નથી.

**દુહો**:–દ્રવ્ય કુટુંબ મિત્ર, મળે વારંવાર,
મનુષ્યદેહ મળે, નહિ વારંવાર.

મહાત્મા શ્રી તુલસીદાસ કહે છે કે–

(ચોપાઇ)

નરતન સમ કર્વાનઉ નહિ દેહી, જીવ ચરાચર યાચત જેહી,
સ્વર્ગ વર્ગ અપવર્ગ નિસૈની, જ્ઞાન વિરાગ ભક્તિ સુખ દૈની.

મનુષ્ય શરીરની સમાન અન્ય કોઇ ઉત્તમ દેહ નથી; ચર ને અચર–એટલે ચાલતાં હાલતાં સર્વ આ મનુષ્ય દેહની પ્રાર્થના કરે છે કારણ કે આ મનુષ્ય દેહથી સ્વર્ગમાં પણ જવાય છે, સંસાર-માં પણ જવાય છે, અને મોક્ષપદે પણ જવાય છે; માટે એને સીડી કહે છે. વળી તે શરીરથી જ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનું સુખ મેળવી શકાય છે'

કેટલાક લોકો કહે છે કે મનુષ્યશરીર કરતાં પ્રાણીઓનાં શરીરો જીવતાં મર્યા પછી પણ કામમાં આવે છે, પણ મનુષ્ય શરીર તો બીલકુલ ઉપયોગમાં આવતું નથી, છતાં લોકો તેને શા માટે દુર્લભ ગણાવે છે? તેનું કારણ એટલું જ કે તે શરીર પ્રભુને બહુ પ્રિય છે. પ્રભુએ બ્રહ્માને જ્યારે સૃષ્ટિ રચવા આજ્ઞા કરી ત્યારે બ્રહ્માએ જુદાં જુદાં શરીર બનાવી પ્રભુને બતાવ્યાં તેમાંથી પ્રભુએ મનુષ્ય દેહ જોઇ પોતાની પ્રસન્નતા દર્શાવી છે, અને જેમ કોઇ પોતાને ઘણા પુત્રો હોય છતાં પોતાનો પ્રિય એવા પુત્રને ઉત્તમ ચીજ આપે છે તેમ પ્રભુએ મનુષ્યને એક પ્રેરણાશક્તિ જ્ઞાન સહ વિચારવાની શક્તિ આપી છે અને તે મહાન્ શક્તિનાં બળથી જ મનુષ્ય કર્તવ્યાકર્તવ્ય, સારુંનરસું, લાભ અલાભ, ગ્રાહ્ય અગ્રાહ્ય જાણવા સમર્થ થાય છે, અને જે મનુષ્ય દેહથી જાણવાનું ન જાણે તે પશુ જ ગણાય છે.

**आहारनिद्राभयमैथुनं च**
**सामान्यमेतत् पशुभिर्नराणाम्।**
**ज्ञानं हि तेषामधिको विशेषो**
**ज्ञानैर्विहीनाः पशुभिः समानाः ॥**

**અર્થ**–આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર પદાર્થો તો પશુઓમાં અને મનુષ્યોમાં સમાન જ છે; પરંતુ મનુષ્ય-શરીરમાં જ્ઞાનની પ્રાપ્તિ થવી એ જ અધિક છે. જ્ઞાન વિનાના પશુઓની બરાબર છે.

માટે જ્ઞાનથી ભગવત્પ્રાપ્તિ કરવાને મનુષ્યશરીર ઉત્તમ છે તેથી

**(દોહરો)**–પશુકી પનિયા હોત હે, નરકા કછુ ન હોય,
જો નર કરણી કરે, નરકા નારાયણ હોય.

માટે બ્હેનો, અનંત જન્મના સત્કૃત્યોથી માનવ તન મળ્યું છે, માટે તેને પેલા બ્રાહ્મણની જેમ એળે જવા દેવું નહિ. તે વિષયમાં એક દૃષ્ટાંત છે કે,

## લોભી બ્રાહ્મણની કથા

એક બ્રાહ્મણ હતો. તે બહુ ગરીબ હતો. તેણે વિચાર કર્યો કે, જો રાજાના દરબારમાં જાઉં, અને આશીર્વાદ દઉં, અને રાજા રીઝે તો મારે રોટલાનો આનંદ થાય. આમ મનમાં ધારી હંમેશાં જ્યારે દરબાર ભરાતો હોય ત્યારે બ્રાહ્મણ નાહી ધોઇ સંધ્યા પૂજા કરીને રાજાને આશીર્વાદ આપી તુરત ચાલ્યો જાય. આમ કરતાં કરતાં એક વર્ષ દિવસ થઇ ગયું.

એક દિવસ રાજા પ્રસન્નતામાં બિરાજેલા છે; આવતી કાલે રાજાની વર્ષગાંઠ હોવાથી કેટલીક ધર્મક્રિયાઓની તૈયારીઓ ચાલી રહી છે; સર્વને પોતપોતાનાં કાર્યને માટે નિયત કરાય છે; હુકમો અપાય છે એટલામાં તે બ્રાહ્મણે આવી બે હાથ ઉંચા કરી આશીર્વાદ આપ્યો. રાજાએ વિચાર્યું કે, અહો આ બ્રાહ્મણ વર્ષ દિવસથી આંટા ખાય છે; દક્ષિણા લેતો નથી; માટે આપણે આવતી કાલે તેને રાજી કરવો. કહો મહારાજ શી ઇચ્છા છે? બ્રાહ્મણે હાથ જોડી કહ્યું કે, હે રાજન , બ્રહ્મચારી છું. મારે

ઘણું ધન જોઇએ છે, કારણ કે ગૃહસ્થાશ્રમી થવું છે, અને ગૃહસ્થાશ્રમમાં ધન વિના ચાલતું નથી, માટે ધન આપો.

પ્રથમના રાજાઓ દાનધર્મમાં પ્રીતિવાળા બ્રાહ્મણને આપવું તે કાશીક્ષેત્રમાં આપવું એમ સમજતા, અને ગૌબ્રાહ્મણપ્રતિપાળ હતા. તેથી રાજાએ તુર્ત જણાવી દીધું કે, મહારાજ અમે અમુક ધન આપશું, તોપણ તમારી તૃષ્ણા મટશે નહિ, માટે તમો કાલે અગિઆર વાગે આવજો. હું કોશાધ્યક્ષને આજ્ઞા કરું છું, તે તમને ખજાનાના ઓરડામાં લઇ જશે અને ત્યાંથી બે વાગ્યા સુધીમાં તમારાથી લઇ જઈ શકાય તેટલું દ્રવ્ય લઈ જજો. રાજાએ એમ કહી ચિઠ્ઠી આપી. આમ ચિઠ્ઠી મળતાં બ્રાહ્મણ રાજી થઇ ઘેર ગયો. તેને રાત્રે પૂરી ઉંઘ પણ આવી નહિ; સવારનાં પ્હોરમાં નાહી ધોઇ પાઠપૂજા કરી નવ વાગ્યામાં દરબારને ડેલે આવી બેઠો. કયારે ડેલો ઉઘડે અને ઘણું દ્રવ્ય મળે તેની રાહ જોવા લાગ્યો. અગિઆર વાગ્યા અને ડેલી ઉપર તેનું નામ બોલાયું. સિપાઇએ કહ્યું કે મહારાજ તમારું નામ લોભશંકર કે? તેણે 'હા' પાડી એટલે તેને કહ્યું કે ચિઠ્ઠી કયાં છે? તેણે તે બતાવતાં જ તેને રાજાનો ખજાનો ઉઘાડી માન સહિત પ્રવેશ કરાવ્યો, ને તે અંદર ગયો. જુવે છે તો તેણે શું દીઠું? શરુઆતમાં રૂપાની અસંખ્ય પાટો દીઠી; વળી આગળ ચાલ્યો તો સોનાની લગડીયો દીઠી, વળી આગળ ચાલ્યો તો મોતીના નાના નાના ઢગ જોયા; વળી આગળ ચાલ્યો એટલે માણેકો જોયાં. વળી આ બધું જોઇને તે વિચારમાં પડ્યો કે આ સર્વમાંથી લેવું શું? ચાંદી ઘણી લઇ જાઉં, પણ તેની કીંમત ઓછી આવે; આ લઉં તો આમ થાય અને આ લઉં તો આમ થાય. આમ તે ગોટાળામાં પડ્યો. ત્યારે આમાંથી કઇ વસ્તુ લેવી? અરે મેં સાંભળ્યું છે કે રાજાઓના મુગટ મહાકીંમતી હોય છે માટે તે લઉં. વળી પેટીઓ ખોલાવી, રાજાનાં અમૂલ્ય આભરણો

અને મુકુટ વગેરે જોવા લાગ્યો. એક આભરણ શરીરપર ધારણ કરે, ને વળી મૂકે. મુગટ પહેરી જોયો, અને વિચાર્યું કે આને લઇ જઇ શું કરું ? આમ વિચાર કરતાં બફારો થયો, કારણ કે ભોંયરામાં હવા આવવાની ઝાઝી જગ્યા ન હતી. તે બધું જોતો જોતો દરવાજા પાસે આવી જરા હવા લે અને પાછો આવે. વળી આમ નકામાં ફાંફાં મારે. આમ કરવાથી તેનો ઘણો સમય વીતી ગયો અને કાંઇ લીધું નહિ. એટલામાં રાજદ્વારની ઘડિઆળમાં બેના ટકોરા થયા. સિપાઇ અંદર આવ્યો અને બહાર નીકળવાનું કહ્યું, ત્યારે તેણે કહ્યું કે ભાઇ સાહેબ, મેં તો કાંઇ લીધું નથી. સિપાઇએ કહ્યું, "તેમાં અમે શું કરીએ ?" બ્રાહ્મણની ઘણી મરજી હતી કે ન નિકળું અને કાંઇ લઇ લઉં; પણ બસ કાયદા પ્રમાણે તેને બહાર કાઢવામાં આવ્યો. બ્રાહ્મણ બિચારો રડતો રડતો બહાર નિકળ્યો અને હાથમાં કાંઇ આવ્યું નહિ; એ અંતે રડતોજ રહ્યો, બ્રાહ્મણનાં ઉપર મહારાજાની કૃપા થઇ પણ તે કાંઇ કરી શકયો નહિ અને હાથ ઘસતો રહ્યો. તેવીજ રીતે બ્હેનો. આપણને પરમ કૃપાળુ જગમહારાજાની કૃપાથી મનુષ્યદેહનો આ અલભ્ય લાભ મળ્યો છે તેનું જો સાર્થક ન કરીએ તો તે બ્રાહ્મણનાં જેવાં મૂર્ખ ગણાઇએ. તેને માટે એક પદમાં કહ્યુ છે કે,–

ગીત

પ્રભુ ભજન વિના, નકામો જન્મ આ જશે,
તેડું જમનું આવશે, તારૂં કાંઇ ન ચાલશે.
ભલે કોટિપતિ હોય, સંગ પાઇ ન આવશે,
ધર્મ અને ભજન, તારી સાથ આવશે.

**धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनः श्मशाने**
**देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः।**

ધન ભૂમિમાં રહેશે, પશુઓ ગોઠામાં, ઘરની સ્ત્રી ઘરનાં દ્વાર સુધી, પોતાનાં સ્વજનો શ્મશાન સુધી, દેહ ચિતામાં જ રહેશે પણ પરલોક માર્ગે તો જીવ ધર્મને જ સાથે લઇને જાય છે.

માટે બ્હેનો, "जन्तूनां नरजन्म दुर्लभमतः" વિવેક ચૂડામણિ નામના ગ્રન્થમાં લખ્યું છે કે જન્તુઓને એટલે દેહધારી પ્રાણીઓને મનુષ્ય શરીરની પ્રાપ્તિ મહાન્ દુર્લભ છે. મનુષ્ય એ શબ્દમાં સ્ત્રી ને પુરુષ બન્નેનો સમાવેશ થાય છે, માટે જ નર-જન્મ લખાયેલો છે. માટે બ્હેનો, આ મનુષ્ય શરીર ખાવા, પીવા, પ્હેરવા, ઓઢવા અને સંસારમાં રચીપચી રહેવા નથી યોજાયો, પણ તેમાંથી લાભ લેવા સરજાયો છે. જો મનુષ્યદેહનો લાભ નહિ લો, તો મરણ સમયે પસ્તાવું પડશે. સુરદાસ કહે છે કે.

ગીત

શ્રીવલ્લભ પ્રભુને શરણ ન આવ્યો, જન્મ એળે ખોયો રે,
પ્હેલાં તો તેં કાંઇ ન વિચાર્યું હવે શું કામ તું રોયો રે. શ્રી વલ્લભ.
અમૃત સુધારસ ચાહના કીધી, મન પાખંડમાં પ્રોયોરે,
સુરદાસ કાંઈ સમજ ન આવી ઉદર ભરી ભરી રોયો રે. શ્રી વલ્લભ.

બ્હેનો, આ બધી વાત કહેવાનો સાર એક જ છે કે મનુષ્ય દેહ એળે ગુમાવવો નહિં; કારણ કે તે ફરીફરી મળતો નથી. આટલું કહી હું આજનો વિષય પૂર્ણ કરું છું. તે સમયે વિદ્યા-ગૌરીએ કહ્યું કે સુશીલા બ્હેન, મને તમારી વાતથી બહુ જ આનંદ થયો. આજ સુધી હું એમ જ જાણતી હતી કે પ્હેરવુંઓઢવું મોજમજાહ કરવી, જગતમાં અમે મોટા છીએ એમ બતાવવું એમ જમાનાની પ્રવૃતિને લઇને હું જાણતી હતી, પણ આજ મને ધ્યાનમાં આવ્યું કે આપણા આર્યોનો નિવૃત્તિ માર્ગ જ પસંદ કરવામાં આવ્યો તેનું કારણ કે જીવ હાયવોયથી મુક્ત થાય છે અને શાંતિ મેળવે છે. હવે હું તમારી સભામાં હમેશાં આવીશ.

સુશીલાએ કહ્યું, "બ્હેન, જરૂર આવજો. પ્રભુ કૃપા કરીને મને જેટલી પ્રેરણા કરે તે પ્રમાણે હું આપને કાંઇક યથામતિ કહીશ. બ્રહ્માનંદનાં ભજનમાં લખે છે કે–

દો દિનકા જગમેં મેલા, સબ ચલાચલીકા ખેલા.
કોઇ ચલા ગયા કોઇ આવે, કોઇ ગઠડી બાંધ સીધાવે;
કોઈ ખડા તૈયાર અકેલા, સબ ચલાચલીકા ખેલા

માટે બ્હેનો, એકલા આવ્યા અને એકલા જ જવાનું છે. અને ત્યાં પ્રભુ તમે શું કર્યું તે પૂછશે, અને તેનો જવાબ દેવો જ પડશે. પ્રભુ શું પૂછશે તેને માટે એક કવિ લખે છે કે;

## ભુજંગીવૃત્ત

તમો કહો, બંગલા કયાં બનાવ્યા, કહો કેટલા લાખ ગાંઠે જમાવ્યા;
ચલાવી તમે કેટલી છે દુકાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
કઇ જાતના પેરતા બુટ જોડા, કહો મોટરો કેટલા ઘેર ઘોડા;
હશે કેટલા બાગ ને બાગવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
તમે કેટલી રોજ ચીરૂટ ફૂંકી, તમે કેટલી વાપરી ચાય ભૂકી;
તમે ચાવતા કેટલાં રોજ પાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
કઇ જાતનાં બાળતા ઘેર લેમ્પો, કઇ જાતની વાપરો હેટ કેપો;
હતો ડ્રેસ કેવો કહો પહેરવાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
તમે કેટલી ભાઇ ભાષા ભણ્યા છો, બી. એ. એમ. એ. એમ. ડી. શું થયા છો;
મળ્યો ચાંદ જે-પી-કે-સી-આઇ-ઇનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
ન હિસાબ મ્હેતા ભૈયા નોકરોનો, દુશાલા જરીશાલ શેલાં બધાંનો;
હીરા મોતીનાં લેડીને દાગીનાનો, પ્રભુ પ્રશ્ન ના–ના નથી પૂછવાનો.
તમે કેટલા નાટકો ખેલ જોયા, પુના રેસમાં કેટલા દામ ખોયાં;
બનાવ્યા ઘરોના નવા જે પલાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
ઊન્હાળે કયે ગામ આરામ લેતા, પ્રવાસે કયા વર્ગનો પાસ લેતા;

કીધી કેવી મીજબાનીઓ મ્હેરબાનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
મુલાકાત કીધી કયા હોટેલોની, બહુ ભાંગી ત્યાં ગર્દનો બોટલોની;
કર્યો ખુરદો સેન્ટની શીશીઓનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
કરી કેટલી વાર શેઠે જ શાદી, થઈ પેટમાં કેટલી વાર બાદી;
ન યાદી છૈયાં છોકરાંની જ માનો, પ્રભુ તે તમોને નથી પૂછવાનો.
કહો કેટલાં દીનને દાન દીધાં, કહો કેટલાં ધર્મનાં ધામ કીધાં;
બચાવી દુઃખી જીવડાઓની જાનો, પ્રભુ તે તમોને ખરે પૂછવાનો.

ગાઇ રહ્યા બાદ બ્હેનો જયશ્રીકૃષ્ણ કરી છુટા પડ્યા.

---

## (બીજો દિવસ)

**ईर्षां छिन्धि भज क्षमां जहि मदं, पापे रतिं मा कृथाः।**
**सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं, सेवस्व विद्वज्जनान् ॥**
**मान्यान्मानय विद्विषोप्यनुनय, ह्याच्छादय स्वान्गुणान्।**
**कीर्तिं पालय दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥**

હે મનુષ્ય, અદેખાઈ મુક, ક્ષમા રાખ, મિથ્યા અભિમાન છોડ, પાપમાં પ્રીતિ મા કર, સાચું બોલ, સત્પુરુષના માર્ગને અનુસર, વિદ્વાનોની સોબત કર, માનવા લાયકને માન આપ, શત્રુને પણ વિનય કર, પોતાના ગુણની પ્રશંસા મા કર, યશસ્વી થા અને દુઃખિતપર દયા કર કેમકે એ સત્પુરુષોનાં લક્ષણ છે.

બીજે દિવસે નિત્ય નિયમ પ્રમાણે બધાં બ્હેનો એકઠાં થઈ મંગળાચરણ કરવા લાગ્યાં:—

ગીતા—જેની કૃપાથી જીવનું અજ્ઞાન જાય,
જેની કૃપાથી જીવને સુજ્ઞાન થાય,
જેની કૃપાથી જગમાં સુખશાંતિ થાય,
તેની કૃપા જ અમને કરજો સહાય.

જેના થકી જગત આ સર્વે થયું છે,
જેના મહીં સ્થિતિ કરી સર્વે રહ્યું છે.
કાળે કરી સર્વ તેમાં જનારું,
પરમાત્મા તે પ્રણમીને કરું કાર્ય મારું.

આ પ્રમાણે કહી સુશીલાએ પૂછયું કે બ્હેનો, આજનો વિષય શાનો લેશું તે વિદ્યાગૌરી બ્હેન કહે તો ઠીક. વિદ્યાગૌરીએ કહ્યું કે બ્હેન, આજનો વિષય

**સત્સંગથી શા લાભ અને દુઃસંગથી શા ગેરલાભ**

તે વિષે સમજાવવા કૃપા કરો તો ઠીક.

સુશીલા કહેવા લાગ્યાં:-

**चंदनं शीतलं लोके, चंदनादपि चन्द्रमाः ।**
**चन्द्रचन्दनयोर्मध्ये, शीतला साधुसंगतिः ॥**

**ભાવાર્થ**-જગતમાં ચન્દન શીતળ છે તેનાથી ચંદ્રમા શીતળ છે અને ચન્દન અને ચંદ્ર બન્નેથી સંતની સોબત શીતળ છે. વળી કહે છે કે:

**सत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् ।**
**तस्मादतिप्रयत्नेन सत्संगं सततं कुरु ॥**

સત્સંગથી પરમ પદ પમાય છે ને દુસ્તર માર્ગ થોડા સમયમાં જ તરી જવાય છે; માટે અતિ પ્રયત્ન વડે પણ વારંવાર સત્સંગ કરવો જોઇએ. બ્હેનો સ્વભાવથી દુષ્ટ હોય એવા જનોનો ઝાઝો સંગ કરવો નહિ, કારણ ઉપરથી તો સારું લાગે પણ તેનું પરિણામ બહુ જ ખરાબ આવે છે. તેમાં દ્દષ્ટાંત છે કે:

**ગધેડાને લીધે ગાયને મળેલું લાકડું**

એક ગાય નધણિયાતી હતી. તેને એક ગધેડાની સાથે મૈત્રી થઇ. ગધેડો રાત્રે જ્યારે રખેવાળો સૂઇ ગયા હોય ત્યારે ગુપ-

ચુપ ખેતરમાં જઇ લીલા અનાજનાં છોડ ખાઈ આવતો. તેમ ચોમાસામાં ચરીને મદોન્મત્ત થઇ ગયો હતો. એક દિવસ ગાયે ગધેડાને જોઈ અરસપરસ કુશળતા પૂછી. ગધેડાએ કહ્યું કે બ્હેન તમો સૂકાઇ ગયાં છો, તે જો મારી સાથે રાત્રે આવો અને લીલું-લીલું ઘાસ ખાઓ તો જરૂર શરીર સારું થઇ જશે. આમ કહી તેને મોહ લગાડી પોતાની સાથે ખેતરમાં રાત્રે લઇ ગયો અને ગધેડો તો ઝપાટાબંધ ઘાસ ખાવા મંડી પડ્યો. ગાય માતા બિચારી ધીમે ધીમે ખાતી હતી તેટલામાં તો ગધેડો ખાઇને રાજી થએલો હતો, તે આળોટવા લાગ્યો અને ભૂંકવા લાગ્યો. ખેતરનો રખવાળ જાગ્યો અને તે જોઇ ગધેડો તો નાશી ગયો પણ ગાય બિચારી સપડાઇ ગઇ. રખવાળે તેના ગળામાં લાકડું બાંધ્યું અને તેના ધણીને સોંપી. બધા પૂછવા લાગ્યા કે ગાય માતા, આ લાકડાનું આભૂષણ ગળામાં કેમ બાંધ્યું છે ? તેણે કહ્યું કે આ દુઃસંગનું પરિણામ છે. માટે આ દૃષ્ટાંતથી સાર એટલો જ કે બને ત્યાં સુધી ખરાબ સંગત કરવી નહીં.

(દોહરો)—મૂરખ મિત્ર કરો નહિ, કરો ન એવો સંગ,
કોલસાની સંગત કરે, કાળું થાયે અંગ.

## ગીત

ન કરો નાદાન તણી સંગતિ, દીધું હોય દયાળે, તો દાન કરો.
કાં ન કરો તીરથ પગ પાવન, પાવન હરિજશ કાન કરો.
ન કરો નાદાન૦
થા ન કરો ધજ ધર્મ સભાથી, થીર રહે હરિ થાન કરો.
ન કરો નાદાન૦
ખાન કરો ઋષિરાજ કે મિતહિત સૃષ્ટિ ઘટી ખા ખા ન કરો.
ન કરો નાદાન૦

મદાલસા પોતાનાં પુત્રને કહે છે કે, સંગ સર્વ પ્રકારે ત્યાગ કરવો જોઇએ, પરંતુ એ પ્રમાણે કોઇ પણ મનુષ્ય સંગત્યાગ

કરવા સમર્થ ન હોય તેણે સત્પુરૂષોનો સંગ કરવો. હવે સ્ત્રીજાતિને સત્સંગ કેવા પ્રકારનો હોવો જોઇએ તે આપ સ્ત્રી સમાજને અવશ્ય ધ્યાન આપવા લાયક છે. સ્વધર્મપરાયણ સદ્ગુણી બ્હેનો, આપણી સ્ત્રીજાતિએ તો સદ્ગુણી સ્ત્રીઓનો જ સંગ કરવો ઉચિત છે. આજકાલ કેટલીક સ્ત્રીઓ એમ લઈ બેઠી છે કે કોઇ સન્યાસી સાધુ પાસે જઈ તેમની પાસે જઈ કથાવાર્તા શ્રવણ કરવી તેનું જ નામ સત્સંગ છે. પણ હે પવિત્ર બ્હેનો, પુરુષોની કથામાં જવાની ઇચ્છા હોય તો જાહેર કથાઓ થતી હોય ત્યાં ઘરનાં માણસોની સાથે તથા તેમની રજા લઇ ભલે જવું, પણ પુરુષોની સાથે એકલાં બેસી કથા શ્રવણ કરવાની ઇચ્છા રાખવી નહિ. ભલેને તેમાં કાંઇ પણ ખરાબ ન હોય, પરંતુ, **યદ્યપિ વિશુદ્ધ લોકવિરુદ્ધં નાકરણીયં નાચરણીયં** માટે વિશુદ્ધ હોય તો પણ લોકવિરુદ્ધ આચરણ ન કરવું.

સત્સંગ એટલે શ્રેષ્ઠસંગ કરવો, પણ બ્હેનો, આપણને તો આ કળિયુગના જમાનામાં સજાતીય વર્ણથી જ સત્સંગ કરવો તે કલ્યાણકારક છે. પોતાની જ બ્હેનોનો સમાગમ કરતાં આપણને અનુપમ આનંદ મળે છે, આપણી શંકાઓ છુટથી પૂછી શકાય છે. આપણે વૃદ્ધ સદાચરણી અને સભ્ય વર્તણુકવાળી સુવિચારી સજાતીયનો સંગ તેજ આપણી સ્ત્રીજાતિનો સત્સંગ શ્રેયસ્કર છે. બ્હેનો, આ સંસાર એક સર્પ છે અને સત્સંગજડીબુટી છે. જીવ નોળીયો છે. નોળીયાને અને સર્પને વેર છે. સાપ-નોળીયાની લડાઇ થાય ત્યારે સર્પ પોતાના ઝેરવાળા મુખથી નોળીયાને બચકાં ભરી લોહીલુહાણ કરે છે અને જ્યારે નોળીયો થાકી જાય છે ત્યારે જ્યાં નોળીયાનું દર હોય ત્યાં એક નોળવેલ થાય છે ત્યાં દોડતોદોડતો જઇ સુંઘી પાછો આવે છે, અને વળી પાછો ટટાર થઇ જાય છે. તેવી જ રીતે આ

સંસારમાં પણ ઉપાધિઓવાળાં કામ થયાં હોય, કોઇએ ખારાં કડવાં વેણુ કહ્યાં હોય તે સત્સંગરૂપી જડીબુટી સુંઘવાથી સંસારના ઝેરથી નિવૃત્ત થઇ શકાય છે અને વળી પાછા તૈયાર થઇ શકાય છે. માટે બ્હેનો, સત્સંગ અવશ્યમેવ કરવો. આપણું મન નિર્મળ જળ જેવું છે. જેમ જળમાં ધુળ નાંખીએ તો ડોળું પાણી થાય છે, લીલો રંગ નાંખીયે તો લીલું, પીળો રંગ નાંખીયે તો પીળું, તેવી જ રીતે આપણા મનને જેવો સંગ કરાવીએ, તેવું તે થઇ જાય છે. કહે છે કે–

**છપ્પો**–જેને જેવો સંગ રંગ બહુ તેવો બેસે,
જેનો જેવો સંગ પ્રેમ પણ તેવો પેસે.
જેને જેવો સંગ, કામ તેવાં તે કરશે,
જેને જેવો સંગ ઠામ તેવે જઇ ઠરશે.
રૂડે સંગે રૂડો થશે, બુરે સંગે બુરો બને,
સારા મે'તાના સંગથી ભાગ્યશાળી વિદ્યા ભણે.

માટે બ્હેનો, હંમેશાં સારી સંગતમાં રહેવું તેનું નામ સત્સંગ અથવા સતનામ પરમાત્માનું છે તેની જેનાથી ઓળખાણ કરાય તેનું નામ સત્સંગ. સત્સંગ વિષેના ગીતમાં ગવાય છે કે–

## ગીત.

સરસ નરસ સૌ સહજ સમજશો, જો સત્સંગ કરશો.
જો સત્સંગ કરશો, જરૂર તમે જો સત્સંગ કરશો.
સરસ નરસ સૌ સહજ સમજશો, જો સત્સંગ કરશો,
સત્સંગતથી નીચ જળ, તે ગંગા કહેવાય,
લોઢું પારસ સંગથી, સુવર્ણ તો બની જાય,
મલયપવનથી વૃક્ષ જેમ ચંદન તમે તો બનશો,
સરસ નરસ સૌ સહજ સમજશો–જો સત્સંગ કરશો,
અજ્ઞાની જ્ઞાની બને, જો સત્સંગત થાય.

પતિત તો પાવન થતાં, જરૂર જાણે જગરાય,
આ અગાધ ભવસાગર, કદિ નિજ બળથી નહિ તરશો;
સરસ નરસ સૌ સહજ સમજશો—જો સત્સંગ કરશો.
જપ તપ વ્રત અષ્ટાંગ, જે યોગ જ્ઞાન ને ધ્યાન,
મંત્ર જંત્ર અને તીર્થ પણ નહિ સત્સંગ સમાન
દાસની વિનતિ એજ સરવને દુઃસંગ પરહરશો;
સરસ નરસ સૌ સહજ સમજશો જો સત્સંગ કરશો.

બ્હેનો, એક દિવસ હું પણ તમારી જેવી જ હતી. સત્સ્ત્રી અને સત્પુરુષોના સંગથી મનુષ્યને રંગ લાગે છે, અને મને પણ તેમજ થયું છે. અમે પણ પ્હેલાં તમારી જેવાં જ હતાં અને નવરાં ગપ્પાં જ મારતાં હતાં.

### ગીત

અજ્ઞાન હતું કરતાં જગની વાતો
કંઈ જ્ઞાન થયું કરશું હરીની વાતો
પ્હેલાં બહુ ગપ્પાં માર્યારે જગભાર શીરે બહુ ધાર્યારે.
નહીં કોઈનાં કામ સુધાર્યાં રે
જીવ ઝાઝો રે ઝાઝો ગયો બંધાતો કરતાં જગની
હવે સમજણ પ્રભુએ દીધીરે કાંઈ કૃપા અમોપર કીધીરે.
વાટ સાચી સુઝાડી સીધીરે.
હવે જરૂર જ રે જન્મ મરણ છુટી જાતો.
કરશું હરીની વાતો અજ્ઞાન હતું કરતાં જગની વાતો;

માટે સતસંગથીજ લાભ છે માટે સારો સંગ કરતાં રહેવું. કહે છે કે—

### દોહરો

સારા સંગ થકી બહુ બુદ્ધિ તો સરસ થાય
સારા સંગ થકી ચિત્ત સચ્ચને જ ચહે છે
સારા સંગ થકી સારા જનો સૌ ચ્હાય અને

સારા સંગ થકી મન રાજી માહીં રહે છે
સારા સંગ થકી ગુઢ જ્ઞાન ઘણું મેળવાય
સારા સંગ થકી ત્રણ તાપ નહીં દહે છે
સારો સંગ જાણવો સદાય ચિંતામણિ જેવો
ચાહો તેમ મળે છે સત્સંગે એમ કહે છે.

માટે સત્સંગ અવશ્ય કર્તવ્ય છે એમ માની સત્સંગ કરતાં રહેવું પછી બધાં બ્હેનો જયશ્રીકૃષ્ણ કહી છુટાં પડ્યાં.

## શ્રી સદ્ગુરુનો મહિમા

**दृष्टांतो नैव दृष्टस्त्रिभुवन जठरे सद्गुरोर्ज्ञानदातुः ।**
**स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतां भस्मसारम् ।**
**नो स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये**
**स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वाऽलौकिकोऽपि ॥**

અર્થ—ત્રણભુવનનાં ઉદરમાં જ્ઞાનદાતા સદ્ગુરુનું દૃષ્ટાંત તેમનાં જેવું બીજે ક્યાંએ ન જ જોયું; કદાચ સ્પર્શમણિને—પારસમણિને તેઓશ્રીના જેવો કલ્પીએ પણ અહો, તે માત્ર લોઢાને સોનારૂપ બનાવે છે; પણ લોઢાને પોતારૂપ સ્પર્શમણિરૂપ બનાવતો નથી અને શ્રી સદ્ગુરુ તો પોતાનાં ચરણયુગમાં આશ્રય કરીને રહેલા પોતાના શિષ્યને પોતાના સમાન બનાવી આપે છે, એટલે સદ્ગુરુ નિરુપમ વા અલૌકિક છે.

નિત ઊઠી હરિનાં ગુણ ગાવા—કે સઘળાં દુઃખડાં દૂર થાવા
કે નિત ઊઠી.
એની દુર્ગુણ સઘળાં તજીએ, ભાવે પ્રભુપતિ ગુરુને ભજીએ.
કદીએ રાજી નવ થાવું કજીયે—કે નિત ઊઠી હરિનાં.
ઇચ્છા ભુંડી નવ કરિયે કદીયે—ધીરેથી રુડાં વચન વદિયે.
નિશ દિન હરિ ગુરુ મુખ વદીયે—નીત ઊઠી હરિનાં.

---

## ત્રીજો દિવસ. ગુરુ શા માટે જોઇએ?

વળી ત્રીજે દીવસે બધી બ્હેનો મળીને ભજન કરવાની શરુઆત કરી. પછી વિદ્યાગૌરી કે જેણે અંગ્રેજી જ્ઞાન મેળવેલું તેને ધર્મની બાબતમાં વધારે રસ પડવા માંડ્યો. સુશીલા બ્હેને પૂછ્યું, "કહો વિદ્યાબ્હેન, આજનો વિષય શો લેશું?" તેણે કહ્યું કે, બ્હેન "ગુરુ શા માટે જોઇએ" તે સંબંધી ચર્ચા સાંભળવાની મારી ઇચ્છા છે. સુશીલાએ કહ્યું કે, બ્હેનો સદ્ગુરુની કૃપાથી અને શાસ્ત્ર જાણનારા સત્પુરુષોના સહવાસથી મેં જે યથામતિ જાણ્યું છે તે પ્રભુપ્રેરણાથી કહીશ. પ્રથમ આપણે ગુરુ વિષે એક કીર્તન ગાઇ લઇએ:

### ગીત

ગુરુને બ્રહ્મા રૂપે કરી જાણવા
જેથી જ્ઞાન સૃષ્ટિ નીપજાય. ગુરુ દેવ દેવ છે૦
ગુરુને વિષ્ણુ રૂપે કરી માનવા
જેથી વ્યાપકનું જ્ઞાન થાય. ગુરુ દેવ દેવ છે૦
ગુરુને શિવસ્વરૂપ જરૂર ગણો
અવિદ્યા તણો લય થાય. ગુરુ દેવ દેવ છે૦
નેત્ર બંધ અજ્ઞાનતિમિરથી
ગુરુ જ્ઞાન અંજને ઉઘડાય. ગુરુ દેવ દેવ છે૦
શુદ્ધ શ્રદ્ધા અને દીનતા થકી
ધરો મન ગુરુ ચરણની માંય. ગુરુ દેવ દેવ છે૦

ગીત ગવાઇ રહ્યા બાદ સુશીલા બ્હેન મનમાં પ્રભુસ્મરણ કરી બોલ્યાં કે:

શુભગુણસંપન્ન બ્હેનો,

મનુષ્ય દેહમાં સર્વેએ ઇશ્વર પ્રાપ્ત કરવાનો માર્ગ શોધી કાઢવો જોઇએ. ઇશ્વરપ્રાપ્તિ વિના જન્મમરણનો ફેરો ટળતો નથી. જ્યારે ઇશ્વર છે એમ સાંભળીને, માનીએ, ત્યારે આપણે ઇશ્વરને જરૂર મેળવવા જ જોઇએ. જેમ કોઇ મ્હોટા રાજા મહારાજાનું નામ આપણે સાંભળ્યું હોય, આપણે દેશમાં ગયાં

હાઇએ, અને આપણને તેના દર્શનની ઇચ્છા થાય છે, ત્યારે આપણે તેના અધિકારીવર્ગનું ઓળખાણ મેળવીએ તો આપણે છેટેથી કે પાસે જઇ વાતચીત કરી શકાય છે; તેજ પ્રમાણે યત્ન અને પ્રેમથી જગદીશ્વરનાં દર્શન અને વાતચીત કરી શકાય તે નક્કી જ છે. જગતમાં કોઇ વસ્તુ અશકય નથી. એક ધ્રુવ જેવડા નાનકુડા બાળકને માતાનો સત્સંગ થયો અને ધ્રુવને પ્રભુ મળ્યા. માતા ધ્રુવને કહે છે કેઃ–

જો કરીએ શ્રીહરિ પ્રસન્ન, તો અભાગીયા ટળીએ તન.

જય જય શ્રીવૈકુંઠરાય

ધ્રુવ ચાલ્યા. રસ્તામાં તેને નારદજી મળ્યા અને કહ્યું કે, "હે બાળક, કયાં જાઓ છો ?" તેણે કહ્યું, "ઓરમાન માતાએ મને અભાગી કહ્યો અને મને ઠીક ન લાગ્યું." ત્યારે નારદજીએ કહ્યું કે, "ભાઇ, ગુરુ વગર ઇશ્વરની ઓળખાણ થાય નહિં, માટે પહેલાં ગુરુ કર." એટલે ધ્રુવે કહ્યું કે, "મહારાજ, તમારા જેવા ભક્તરાજ ગુરુ મૂકીને બીજા કોને શોધવા જાઉં ? માટે હું તો તમારે શરણ છું." ત્યારે નારદજીએ કહ્યું, "ભાઇ, જ્યારે ઘરથી બહાર નીકળી ગયા છો ત્યારે હવે ઘરમાં ભલે ન જાવ. અહીંથી શ્રીમથુરાજી તું જજે. શ્રીયમુનાજીમાં સ્નાન કરી ફળ જળ વિગેરે ખાઇને પ્રભુધ્યાન કરી સ્મરણ કરજે." ત્યારે ધ્રુવજીએ કહ્યું કે "મહારાજ, શું નામ સ્મરણ કરૂં અને કેવા રૂપનું ધ્યાન ધરૂં ?" ત્યારે નારદજીએ કહ્યું કે–

"શ્રી પ્રભુનું ઘનશ્યામ સ્વરૂપ છે, શીશપર મુગટ છે; કાનમાં મકરાકાર કુંડળ શોભી રહ્યાં છે; કોટમાં કૌસ્તુભમણિ ચળકાટ મારી રહ્યો છે, કમરમાં કટિમેખલા બિરાજી રહી છે, ચરણે નેપુર ઝણકાર કરી રહ્યાં છે, હસ્તમાં શંખ ચક્ર ને ગદા શોભી રહ્યાં છે, વળી હાથમાં પદ્મ શંખ ચક્ર ગદા ધારણ કરી છે, હે વત્સ, તેવા સ્વરૂપનું ધ્યાન કરજે." આમ કહીને તેના કાનમાં દ્વાદશ અક્ષરનો મંત્ર 'ॐ नमो भगवते वासुदेवाय' તે કહ્યો.

બસ ગુરુ મળ્યા. ધ્રુવ મધુવનમાં ગયો. છ મહીને પ્રભુ સાક્ષાત્કાર કરી વરદાન મેળવી રાજ્યમાં પાછો આવ્યો. ગુરુ-કૃપાથી અને પ્રભુપરના પ્રેમ અને શ્રદ્ધાથી શું અશક્ય છે? કંઇ જ નહિં. કહ્યું છે કે:

ગઝલ.

પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા સહુ સંકટ નિવારે છે,
અચલ આ પ્રેમ ને શ્રદ્ધા અભયને ધૈર્ય આપે છે.
જગતના ઘોર માર્ગોને ઉજાળે અચલ શ્રદ્ધા,
સકલ ભય દુઃખને સંદેહ તેથી દૂર થઇ જાતા.
વિષમ દુઃખે દબાતાં ને, પીડાતાં દીન હૃદયોને,
પ્રભુનો પ્રેમ ને શ્રદ્ધા નવીન ચૈતન્ય અર્પે છે.
દયો આ દીન આત્માને, પ્રભુ આ પ્રેમ ને શ્રદ્ધા,
જગતના ક્ષોભ લાભોને, તુફાનો ધૈર્યથી સ્હેવા.
જીવનના વિષમ વિઘ્નો ને, દુઃખો ભારે ભયોમાં જે,
ટકાવે ધર્મના પંથમાં, અમોને શક્તિ આપો તે.
અતુલ્ય પ્રેમને શ્રદ્ધા દ્યો સામર્થ્ય હંમેશાં,
અમોને સત્ય સુખ છે, એ ગુણો ગાઉં હું સર્વદા.

કહો બેનો, ધ્રુવ ગુરુજ્ઞાન વિના વનમાં જઇને શું કરી શકત? બ્હેનો, ગુરુ એ શબ્દ શિક્ષાગુરુને માટે પણ વપરાય છે. જેના ઉપદેશથી સંસારના પ્રપંચમાં વધુ પડાય તે શિક્ષાગુરુ. જન્મતાં માતા જ ગુરુ છે, પછી પિતા ગુરુ, નિશાળમાં મહેતાજી વિગેરે તે સાંસારિક જ્ઞાન આપનારા ગુરુ કહેવાય. જેઓ શિક્ષાગુરુના ઉપર પણ શ્રદ્ધા રાખે છે તો તે પોતાનાં ઐહિક પ્રયત્નમાં સફળ થાય છે. તેમાં દૃષ્ટાંત છે કે—

## એકલવ્યની કથા

એક વનમાં એકલવ્ય નામનો એક ભીલપુત્ર હતો. તેના પિતા ભીલરાજા હતો. બાળપણથી જ ભીલોને તીરકામઠાનો

અભ્યાસ હોય છે, તેથી તે ભીલપુત્રને શસ્ત્રાસ્ત્રવિદ્યા ભણવાની ઇચ્છા થઇ. તેણે સાંભળ્યું કે, હસ્તિનાપુરમાં રાજકુમારોનાં ગુરુ દ્રોણાચાર્ય બહુ જ સારું અસ્ત્રશસ્ત્રનું શિક્ષણ આપે છે, તેથી તે પોતાના પિતાની આજ્ઞા લઇ હસ્તિનાપુરમાં આવ્યો. જ્યાં રાજકુમારો ભણતા હતા, તે શાળામાં તે ગયો અને ગુરુ સમીપ દંડવત્ કરી હાથ જોડી કહ્યું, "મહારાજ, હું આપની પાસે વિદ્યા ભણવા આવ્યો છું." તેણે કહ્યું કે ભાઇ તું કોણ જાતનો છે? ત્યારે તેણે કહ્યું, 'મહારાજ, હું ભીલ જાતિનો છું.' ગુરુએ કહ્યું કે, 'ભાઈ, અમારી શાળામાં તો ફકત રાજકુમારો જ ભણે છે, માટે અન્ય જાતિને અહીં ભણાવી શકાય તેમ નથી. એકલવ્ય બિચારો બહુ જ તીવ્ર ઈચ્છાથી શીખવા આવ્યો હતો અને તેનું મન નિરાશ થઇ ગયું. પરંતુ તે મહાન્ પુરુષાર્થી હતો તેણે એકલક્ષથી ગુરુમૂર્તિને હૃદયમાં ધારણ કરી અને ત્યાંથી દંડવત્ કરી ચાલ્યો ગયો અને જતાં વેંત જ માટીની એક ગુરુમૂર્તિ બનાવી. હૃદયમાં નિશ્ચયથી ઇષ્ટમૂર્તિને ધારણ કરનાર ઉપાસક ભૂલતો નથી તેવી જ રીતે સાંગ બરાબર દ્રોણાચાર્ય જ હોય તેવી સુંદર સ્થૂળમૂર્તિ બનાવી તેને ઝુંપડામાં પધરાવી, તેની માનસિક આજ્ઞા લઇ, તે લક્ષ્યથી તીર મારવા લાગ્યો. એકલવ્ય ગુરુમૂર્તિની કૃપા વરસી હોય તેવી રીતે તે શસ્ત્રઅસ્ત્રવિદ્યામાં પારંગત થયો.

હવે એક વખતે એવું બન્યું કે ગુરુ દ્રોણાચાર્ય અર્જુન આદિ સર્વ શિષ્યોને સાથે લઇ વનમાં રાજકુમારોની પરીક્ષાર્થે શિકાર કરવા નીકળ્યા. સર્વની પ્હેલાં શિકારની ખબર જાણવા શિકારીકુતરો દોડતો હતો. તે દોડતો દોડતો, જ્યાં પેલો ભીલપુત્ર પોતાનું લક્ષ્ય સાધી રહ્યો હતો, ત્યાં આવ્યો. અજાણ્યાને જોઇને તે કુતરો બહુ જ ભસવા લાગ્યો. પોતાના લક્ષ્યમાં આ કુતરાને વિઘ્નરૂપ જાણી તે ભસતો હતો તે સમયે, તેણે બાણ મારી તેનું મોઢું તેને બાણ વાગ્યા વગર ભરી દીધું. કુતરો

ભસતો બંધ થઇ ગયો, પરંતુ પોતે પાછો ફર્યો અને અર્જુનનો ઘોડો જે સર્વની પ્હેલાં ચાલતો હતો તેની સામે દયામણે મોઢે આવી ઉભો રહ્યો. અર્જુને કુતરા સામું જોયું તો તેના મોઢામાં બાણ ભરેલાં છે. અર્જુને તેને કાઢવાને ઘણો પ્રયત્ન, ઘોડાપરથી નીચે ઉતરીને, કર્યો; પરંતુ તે બાણ નીકળ્યાં નહીં. પોતાને બાણાવળી માનનાર અભિમાની અર્જુન શરમાયો ને મનમાં વિચાર કરે છે કે, અહોહો ! આ જગતમાં શેરને માથે સવાશેર તો હોય જ; ગુરુકૃપાથી હું એમ માનતો હતો કે મારા જેવું કોઇ જ ગુરુકૃપાપાત્ર નથી, પરંતુ કોઇનું અભિમાન રહેતું નથી. આમ પોતે માથું નમાવી વિચાર કરી રહ્યો છે એટલામાં તો ગુરુ બધા શિષ્યો સાથે અર્જુન પાસે આવી પહોંચ્યા, ને જૂવે છે શું? અર્જુન નીચું માથું કરી વિચારમાં પડ્યો છે. તેની સામે મોઢું ઉઘાડીને કુતરો ઉભો છે. અર્જુનની આવી દશા જોઇ ગુરુ અશ્વપરથી ઉતરી કહેવા લાગ્યા, "અરે અર્જુન, કેમ ઉદાસ થયો છે ? અશ્વપરથી શા માટે ઉતર્યો છે ? શું આગળ કંઇ ભય છે ?" વળી કુતરાની સામું જોઇ કહેવા લાગ્યા, અરે આ શું ? તેના મોઢામાં આમ કોણે કર્યું છે ?" અર્જુન બોલ્યો, "એ કુતરો જ મારી ઉદાસીનતાનું કારણ છે." ગુરુ કહે, "ચાલો આપણે તપાસ કરીયે, પછી તેને શિક્ષા કરીયે."

સૌએ ઘોડા દોડાવ્યા ને જ્યાં એકલવ્ય લક્ષ્ય સાધી રહ્યો હતો ત્યાં કુતરાની સાથે સર્વ આવ્યા. ગુરુને ઓળખી ભીલપુત્રે પોતાનાં ધનુષબાણ નીચે મુકી ગુરુને સાષ્ટાંગ પ્રણામ કર્યા. અન્ય રાજકુમારોને નમસ્કાર કર્યા, અને દ્રોણાચાર્ય સામે હાથ જોડી કહેવા લાગ્યો કે, "હે ગુરુ, શી આજ્ઞા છે ?" દ્રોણાચાર્ય કહે છે કે, "હે બાળ, તું કોણ છે ? આ કોનો આશ્રમ અને આ શ્વાનને દુ:ખી કોણે કર્યો, તે અમે જાણવા માગીયે છીએ; અને તું ધનુષબાણ લઇ શું કરતો હતો અને તું કોની પાસે શસ્ત્રાભ્યાસ કરે છે ?" તેણે

કહ્યું કે, "હે ગુરુ, હું ભીલરાજાનો પુત્ર છું અને આ મારા પિતાનો આશ્રમ છે. આ કુતરાના અપરાધથી મેં મારા બાણુથી તેનાં મોઢાને બાણુથી બંધ કીધું છે, કારણુ કે તેના ભસવાથી હું મારું લક્ષ્ય ચુકી જતો હતો." આટલું કહી વળી હાથ જોડી પૂછ્યું, "હે ગુરુ શી આજ્ઞા છે?" તેણે કહ્યું કે "હે ભીલપુત્ર પ્હેલાં તો આ શ્વાનને બંધનમુક્ત કરો." તેણે હાથમાં ધનુષ્યબાણુ લઈ એક બાણુ મંત્રી મુકયું કે તુરત જેમ લોહચુંબકથી લોઢું આકર્ષાઈ આવે તેવી જ રીતે તેના મોઢાનાં બાણુને તે બાણે કંઈ પણુ પીડા કર્યા વગર ખેંચી લીધાં. દ્રોણાચાર્યે પણુ તે જોઈ આશ્ચર્ય પામ્યા અને વાહવાહ એમ બોલી કહ્યું કે, "તારા ગુરુ કોણુ છે?" તે વખતે તેણે માથું ચરણુમાં મૂકી પ્રેમાશ્રુ સહિત દંડવત્ કરી કહ્યું કે, "હે પ્રભો, આપ જ મારા ગુરુ છો, અને આપની જ કૃપાથી મેં આ વિદ્યા પ્રાપ્ત કરી છે." દ્રોણાચાર્ય કહેવા લાગ્યા: "છોકરા, મેં તને ભણાવ્યો હોય તે મારી સ્મૃતિમાં નથી, માટે તું જુઠું બોલે છે." તેણે કહ્યું, "પ્રભો, આપે મ્હને નથી ભણાવ્યો છતાં ભણાવ્યો છે. આપ પધારો, હું મારા ગુરુ બતાવું." તેણે એક ઝુપડામાં વાંસનો પડદો ખસેડયો અને દ્રોણાચાર્ય અને સર્વ શિષ્યોએ જોયું તો દ્રોણાચાર્યની બરાબર પ્રતિમૂર્તિ બીરાજેલી છે. સર્વેએ તે મૂર્તિને નમસ્કાર કર્યા. ભીલપુત્ર બોલ્યો, "કહો ગુરુ, સત્ય કે અસત્ય," ગુરુ બોલ્યા કે, "હે વત્સ, તારી ભાવના બહુ જ ઉંચી છે. यादृशी भावना यस्य सिद्धि भवति तादृशी."

કહો શિક્ષાગુરુની ઉપર શ્રદ્ધા રાખવાથી ભીલપુત્ર રાજપુત્ર અર્જુન કરતાં પણુ ચઢીયાતો ગણાયો. ત્યારે કહો શિક્ષાગુરુ તરફ આટલો સદ્ભાવ મનુષ્યનું કેટલું કલ્યાણુ કરે તે ઉપરના દૃષ્ટાંતથી જણાય છે. માટે ઈશ્વર મેળવવાને ઈશ્વરપરાયણુ ગુરુ કરવાની જરૂર છે. જેના ઉપદેશ અને મંત્રદ્વારા અજ્ઞાનરૂપ અંધકાર દૂર થઈ જ્ઞાનચક્ષુ ઉઘડી જાય

તેનું નામ ગુરુ કહેવામાં આવે છે. જે સમયે મનુષ્યો અનેક વિષયમાં નિરાશ થાય છે ત્યારે જ તે પ્રભુનું શરણ લેવાની ઇચ્છાથી ખરેખરા વ્યાકુલ થાય છે. તે સમયે તેનો ઉદ્ધાર કરવા માટે મનુષ્ય દેહમાં દેખાતા ગુરુઓમાં ઇશ્વરાવેશથી જ મંત્રદાન થાય છે એમ માનવું. તેમાં દાન લેનાર જીવાત્માનો જેટલો પ્રેમ તેટલો તે લાભ મેળવે છે. હમણાની કેળવણીની ખામીને લઇને અનેક મનુષ્યો ગુરુ કરવાની ઇચ્છા રાખતા નથી. પણ અસલના શિષ્યો કેવી શ્રદ્ધા રાખતા તે વિષે કહે છે કે: એક ગુરુએ શિષ્યને આજ્ઞા કરી કે "હે શિષ્ય ખેતર-માંથી પાણી ચાલી જાય છે માટે તું પાળ બાંધી આવ." શિષ્ય ગયો અને જ્યાંથી પાણી જતું હતું ત્યાં માટી નાખે, પણ વરસાદ બહુ હોવાથી ધોવાઇ જાય. ઘણી મહેનત કરવા છતાં જ્યારે પાણી અટક્યું નહિ ત્યારે ગુરુઆજ્ઞા પાળવા તે પાણી જતું હતું તેનાં આડો સૂતો ને પાણી અટકાવ્યું. ઘણો સમય થવાથી ગુરુ જોવા આવ્યા અને શિષ્યની ભક્તિ જોઇ આશીર્વાદ આપ્યો કે, 'તારૂં કલ્યાણ થાવ.' માટે બેનો ગુરુમાં શ્રદ્ધા રાખો. આજકાલના અર્ધદગ્ધ શિષ્યોજ ગુરુની ટીકા કરાવે છે.

## ગીત

બોધકમાં નહિ બાધ, પાત્રમાં પાપ રહ્યું છે
પારસ પરસે હેમ ન હોય તો, લોહ તણો અપરાધ
પાત્રમાં પાપ રહ્યું છે.

પલળે નહીં પાષાણ કદાપિ
ઉંડુનીર અગાધ–પાત્રમાં પાપ રહ્યું છે
સુરજ ઉગે સરવે દેખે
ઘુવડ દે અપવાદ–પાત્રમાં પાપ રહ્યું છે.
દરપણ રવિ પુરણ દરસે
દોણીની ક્યાં દાદ–પાત્રમાં પાપ રહ્યું છે.

સરાવનારો કહોને શું કરે
અવળચંડીનું શ્રાદ્ધ–પાત્રમાં પાપ રહ્યું છે.
દેવ જગ્યામાં દારા દેખી
મેલે છે મરજાદ–પાત્રમાં પાપ રહ્યું છે.
સર્વે સુણો ઋષિરાજની રચના
સરખો ના લહે સ્વાદ–પાત્રમાં પાપ રહ્યું છે.

સંપૂર્ણ થતાં જયશ્રીકૃષ્ણ થઇ રહ્યા અને સહુ છુટાં પડ્યાં.

---

## ચોથો દિવસ

**मातृपितृगुरुस्वामीभ्रातृपुत्रसखिष्वपि ।**
**न विरुध्येत तान्नापकुर्यान्मनसापि क्षणं क्वचित् ॥**

અર્થ–માત પિતા ગુરુ સ્વામિ ભાઇ પુત્ર તથા મિત્ર પ્રત્યે કોઇ કાળે મને કરી પણ માત્ર વિરોધ તથા અપકાર ન કરવો.

**निरपेक्षं मुनिं शांतं निर्वैरं समदर्शनम् ।**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयमंघ्रिरेणुभिः ॥**

અર્થ–શ્રીભગવાન્ કહે છે કે કોઇપણ વસ્તુની અપેક્ષા રહિત શાંત અને વૈરભાવ વિનાના અને સર્વત્ર સમદર્શી એવા મુનિ(મનનશીલ)ની પાછળ હું જાઉં છું કે જેથી તેમનાં ચરણારવિંદની રજવડે પાવન થાઉં.

## કેવાં લક્ષણવાળા ગુરુ જોઇએ

વળી ચોથે દિવસે બધાં બ્હેનો ભેળાં થઇને પ્રથમારંભમાં સ્તુતિ કરવા લાગ્યાં.

### રાગ પ્રભાત

શ્રી સદ્ગુરુ ભજ ભાવે, પ્રાણી, શ્રી સદ્ગુરુ ભજ ભાવેરે
વિશ્વેશ્વર તે વિઘ્નવિનાશક, ભક્ત તણે વશ કહાવે રે–શ્રી

કુટીલ હૃદયે યુગ ધ્યાન ધરે પણ, સ્વપ્ને નાથ ન આવે રે
સરળપણે ધરી પ્રેમ ભજે તો, સત્વર આવે દાવે રે–શ્રી
હરિહર બ્રહ્મગુરુ પરમેશ્વર, સ્મરીયે જે મન ફાવે રે
બાળકૃષ્ણ પ્રભુ કરી કરુણા, દુઃખ ટાળી સુખ લાવે રે–શ્રી

સ્તુતિ પૂર્ણ થયા બાદ વિદ્યાગૌરી બ્હેને પ્રશ્ન કર્યો કે, "બ્હેનો ગુરુ અવશ્ય કરવા જોઇએ એ વિષે આપે ખુલાસો કર્યો, પણ ગુરુ કેવા હોવા જોઇએ તે વિષે આપ બે શબ્દ કહો તો ઠીક.

સુશીલાએ કહ્યું કે બ્હેનો આપણો આજનો વિષય ગુરુ કેવા હોવા જોઇએ, તે વિષે બે બોલ મેં સાંભળ્યા છે તે કહીશ. શુદ્ધાદ્વૈત વૈદિક સંપ્રદાયના ગુરુનાં લક્ષણો શાસ્ત્રોમાં નીચે પ્રમાણે કહ્યાં છે. તત્વદીપ નિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં ગુરુનાં લક્ષણો વિષે શ્રીમદ્ વલ્લભાચાર્યચરણ આજ્ઞા કરે છે કે–

**कृष्णसेवापरं वीक्ष्य, दंभादिरहितं नरम् ।**
**श्रीभागवततत्त्वज्ञं, भजेज्जिज्ञासुरादरात् ॥**

અર્થ–શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ, દંભાદિ ગુણોથી રહિત અને શ્રીમદ્ ભાગવતનાં તત્વને જાણનારા ગુરુને જોઇને ધર્મના સ્વરૂપની જીજ્ઞાસા રાખનાર મનુષ્યે આદરથી સેવન કરવું.

તેમ જ અન્યત્ર પણ સારસંગ્રહ ભાગવત તત્વવિવેક વગેરે-માં કહ્યું છે કે–

**आचार्यं संश्रयेत् पूर्वमनवद्यं वैष्णवं द्विजम् ।**
**शुद्धसत्त्वगुणोपेतं, सदेज्याकर्मकारकम् ॥**

અર્થ–દોષ રહિત હોય, બ્રાહ્મણ હોય, શુદ્ધ સત્વગુણથી યુક્ત નિત્ય નવીન પ્રભુમાં પ્રીતિપૂર્વક ને ઉત્સાહથી સેવાનાં કામો કરનાર આચાર્યોનો આશ્રય કરવો.

એ આપણું મનુષ્યોનું મુખ્ય કર્તવ્ય છે અને તેદ્વારા જ શ્રીભગવતચરણારવિન્દની પ્રાપ્તિ કરી શકાય છે.

જેમ કોઇ મનુષ્યને આંખે પાટા બાંધીને અરણ્યમાં છોડી દીધો હોય તે મનુષ્યને પોતાનાં સ્થાન તરફ જવાનો માર્ગ દેખાડનારો કોઇ પુરુષ મળે અને માર્ગ દેખાડે ત્યારે તે પોતાને માર્ગે જઇ સ્થાન પ્રાપ્ત કરી શકે તેવી રીતે મનુષ્યને પણ બ્રહ્મ સ્વરૂપ દેખાડનાર ગુરુ મળે તો જ તે પુરુષ બ્રહ્મને જાણી શકે છે, તેમ જ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ત્રીજા અધ્યાયમાં શ્લોક ૨૧-૨૨ માં પ્રબુદ્ધ નામનાં યોગેશ્વરે નિમીરાજાને માયા તરવાનાં ઉપાયો કહ્યાં છે. કહ્યું છે કે-

**तस्माद् गुरुं प्रपद्येत, जिज्ञासुः श्रेय उत्तमम् ।**
**शाब्दे परे च निष्णातं, ब्रह्मण्युपशमाश्रयम् ॥**
**तत्र भागवतान् धर्मान्, शिक्षेद्गुर्वात्मदैवतः ।**
**अमाययानुवृत्त्या यैस्तुष्येदात्मात्मदो हरिः ॥**

અર્થ-ઉત્તમ કલ્યાણની જીજ્ઞાસાવાળા શિષ્યો વેદાત્મક બ્રહ્મ અને પરબ્રહ્મ (શ્રીકૃષ્ણનું રૂપ) યથાર્થ પ્રકારે જાણતા હોય એવા શાંતિવાળા ગુરુને શરણે જવું અને તે ગુરુને જ પોતાનું દૈવત (સર્વસ્વ) સમજીને કપટ વિના ગુરુસેવા કરી તેનાં સાનિધ્યમાં ભગવદ્ ધર્મો શીખવા; જે ધર્મોએ કરીને સર્વના આત્મારૂપ અને પોતાનાં સ્વરૂપનું દાન કરનાર એવા શ્રીહરિ પ્રસન્ન થાય છે.

બ્હેનો ગુરુ કેવા જોઇએ તે મારી સમજ અનુસાર મેં તમારી પાસે જે સાંભળ્યું તે કહ્યું તેને માટે એક મહાત્મા લખે છે કે-

**ગીત**

જો સદ્‌ગુરુ મળે તો સહજમાં રે,
ન આવે જીવને જન્મ ને મરણ હો લોલ.
પ્રભુનો સરળ માર્ગ દેખાડતાં રે.
આતુરતાથી શરણે આવીયો રે,
તેને દેખાડે પ્રભુ ચરણ હો લોલ;
પ્રભુનો સરળ માર્ગ દેખાડતાં રે.

તું છો કોણ ને ભટકે ક્યારથી રે,
તારું શું તે કરને સ્મરણ હો લોલ;
પ્રભુનો સરળ માર્ગ દેખાડતાં રે.
બ્રહ્મ સબંધ કરાવી અભય કરે રે,
કરાવે હું મારું અર્પણ હો લોલ;
પ્રભુનો સરળ માર્ગ દેખાડતાં રે.
રહી વર્ણાશ્રમ પ્રભુ સેવા કરો રે,
જગરૂપ જાણજો શ્રીકૃષ્ણ હો લોલ;
પ્રભુનો સરળ માર્ગ દેખાડતાં રે.

તો આપણું જરૂર કલ્યાણ થશે તેમાં જરા પણ સંશય નથી. આપણા વૈષ્ણવ આચાર્યો નવધા ભક્તિ કરવાને આજ્ઞા કરે છે તે પ્રમાણે કરતાં રહેવું. બ્હેનો પરમાત્માની ઇચ્છાશક્તિરૂપ માયાએ નામરૂપાત્મક સમગ્ર વિશ્વને પ્રગટ કર્યું છે. સર્વ જીવોને નામરૂપ વિષયો વડે જ બંધન થાય છે અને પ્રભુનાં અલૌકિક નામરૂપનો આશ્રય કરવાથી જીવને મુક્તિ પ્રાપ્ત થાય છે. શ્રી મદ્વલ્લભાચાર્ય આજ્ઞા કરે છે કે-

**हरेर्नामैव नामैव, नामैव मम जीवनम् ।**
**कलौ नास्त्येव नास्त्येव, नास्त्येव गतिरन्यथा ॥**

માટે અમારા ગુરુદેવ કલિયુગમાં નામસ્મરણને વિશેષ ગણે છે. માટે કલિયુગમાં પ્રભુકીર્તન અને પ્રભુનામસ્મરણ મુખ્ય ગણાયું છે અને તેમાં આપણી સ્ત્રીજાતિને બહુ જ અનુકૂળતા-ભરી વાત છે. એટલે આપણે સ્ત્રીજાતિને પણ મંત્ર લેવામાં કોઇ જાતની અડચણ હોય તેમ જણાતું નથી. વળી તેવા આચાર્યો કાંઇ રમતા રામની જેમ આપણે ઘેર ઘડીઘડી આવતા નથી. તેઓ પોતે જ્યાં ભગવાનની મૂર્તિની સેવા કરે છે ત્યાં વિના શ્રમે દર્શન થાય છે. ત્યાં હંમેશા દર્શન કરવા તમારા વડીલોની તથા પતિદેવની આજ્ઞા હોય તો જાઓ, નહિ તો ઘરમાં બેસી

તેમણે આપેલા મંત્રને યાદ કરો ને સમજો. ઘરમાં પણ તમે સેવા કરી શકો છો. વળી પ્રભુનામ ન વીસરાય માટે **श्रीकृष्णः शरणं मम** એ મંત્ર જરૂર જપતા રહેવું. જે આચાર્યો પોતે જ વર્ણાશ્રમધર્મને પરિપૂર્ણ પાળે છે તે ગુરુ તો તમને એટલી જ આજ્ઞા કરે છે કે વર્ણાશ્રમધર્મ પાળતા તમે પ્રભુને ભૂલશો નહીં. ત્યારે વળી વિદ્યાગૌરીએ કહ્યું કે જ્યારે આવા પવિત્ર ગુરુ હોય છે તો લોકો તેની નિંદા શા માટે કરે છે, તે જરા મારા મનમાં શંકા છે તો તેનું સમાધાન કરશો એટલી મારી માંગણી છે.

સુશીલા કહે છે કે બ્હેન આજકાલ કલિયુગનો પ્રભાવ છે. તેમાં એક દૃષ્ટાંત છે કે—

## કલિયુગનો ગુણ

એક પવિત્ર વિદ્વાન્ વયોવૃદ્ધ બ્રાહ્મણદેવ હતા. તે શાસ્ત્રપુરાણ પારંગત હતા. હંમેશા પોતાના દેહનિર્વાહને માટે નહિ પણ જગતનાં જીવોનાં કલ્યાણને માટે તે કથા કરતા હતા. તેની કથાની ઉત્તમ પ્રકારની સમજાવટથી સેંકડો લોકો કથા સાંભળવા આવતા હતાં અને તેને માન આપતા હતા. તેનો બોધ પણ એવો સચોટ હતો કે સેંકડો મનુષ્યો ધર્મને સરળ રસ્તે ચાલતા હતા. આ વાત કલિયુગનાં મનને રુચી નહિ. તે તો જેમ દમયંતી પોતાની માસીનાં ઘરમાં શાંતિથી રહેતી હતી અને તેને દુઃખી કરવાને માટે કલિયુગ જેમ ટોડલામાંથી હાર ગળી ગયો હતો તેવી રીતે એક બે મનુષ્યો જે દુષ્ટ વૃત્તિવાળા હતા તેના હૃદયમાં પ્રવેશ કર્યો, અને તેમણે એક ત્રાગડો રચ્યો કે જે સમય કથા વંચાઇ રહી અને હજારો શ્રોતાઓ એકચિત્ત થઈ સાંભળી રહ્યા છે તે સમયમાં તે કલાલનું રૂપ લઇ આવી કહેવા લાગ્યો કે, મહારાજ કાલે તમે બે બાટલી દારુ પી ગયા છો તેનાં પૈસા આપો. આ સાંભળી આખી સભા ચકિત થઇ ગઇ. અધુરીઆ જોવાવાળા સેંકડો લોકો ઉઠીને ચાલતા થયા, મહારાજ કાંઇ બોલ્યા નહિ

અને કલાલ તો કહી ચાલ્યો ગયો. વળી બીજો દિવસ થયો અરધા શ્રોતા આવ્યા ને અરધા તો ટીકા કરતા જ ઘરમાં રહ્યા. વળી કથા શરુ થઇ. મહારાજ શુદ્ધ પ્રેમથી પ્રભુની વાત સમજાવી રહ્યા છે એટલામાં એક બાઇ અને કલાલ બંને આવ્યા. આઘા ઊભા રહી તેઓ કહેવા લાગ્યા, મહારાજ, તમે રાતે મારે ત્યાં આવ્યા ત્યારે દારુ પીધો તેના અને મારા પૈસા આપો. વળી કથા બંધ થઇ. શ્રોતૃવર્ગ આશ્ચર્યચકિત થઇ ગયો. મહારાજ ઊઠ્યા અને કહેવા લાગ્યા, બ્હેન તમે કોણ છો, ભાઇ તમે કોણ છો. ત્યારે તેમણે કહ્યું કે, મહારાજ તમારી સાથે મ્હારે એકાંતમાં વાત કરવી છે. કલિએ આઘા લઇ જઇ કહ્યું કે જુઓ મ્હારા રાજ્યમાં કોઇ ધર્માત્માને જોઉં તેને ખરાબ કહેડાવવું તે મને ગમે છે, હું કળીયુગ છું. જેમ ગરમીની રુતુમાં ગરમી જ થયા, ઠંડીની ઋતુમાં ઠંડીજ લાગે, અને ચોમાસામાં વરસાદ તેમ મારો આ સમય છે; માટે મહારાજ કોઇ પુરુષ ધર્મથી ચાલતો હોય તેને હું અધર્મી ઠરાવું છું.

બ્હેનો આ પ્રમાણે કલિયુગના પ્રભાવથી લોકોની બુદ્ધિમાં ફેરફાર થાય છે છતાં પણ—

> તપાવે ને તાવે છતાં સોનું સરસ નીવડે,
> પત્થર સાથે ઘસતાં સુખડ સરસ સુવાસ દે;
> ભલે શેરડી કાપો છતાં પણ મીઠો રસ તો દે,
> તેમજ દુર્જન નીંદે પરંતુ સર્જ્જન દીપી નીકળે.

બ્હેનો આની નવાઇ નથી. બીજા યુગોમાં પણ મહાન્ પુરુષોની સાથે વિરુદ્ધ વર્તન કરનારા જીવો આદિથી છે તો પછી કલિયુગમાં હોય એમાં નવાઇ શી ? કલિયુગે નળનાં હૃદયમાં પ્રવેશ કર્યો અને નળનાં હૃદયમાં વિશુદ્ધ દમયંતી માટે શંકા થઇ, પણ જે લોકોને પોતાનું કલ્યાણ કરવું છે તેણે તો ગુણ-ગ્રાહી થવું. એક ભજનમાં દુર્જનનાં સ્વભાવ વિષે કહે છે.

### ગીત

દુરજનીયાં નવ ડરશે, અનાદિનાં અવળા,
માથાં કુટી કુટી મરશે, અનાદિનાં અવળા.
સવળા ઉપાયને સંગ કરે નહિ,
અવળા ઉપાય આદરશે.–અનાદિનાં અવળા
સીતા જેવા સતી વનમાં વળાવ્યા,
મરજી પડે તે ઉચરશે–અનાદિનાં અવળાં
તુચ્છ મતિ પશુ પૂછ વિનાનાં
ડહાપણુમાં પુલ્યા ફરશે–અનાદિનાં અવળાં
પહેલાં જુગમાં હિરણ્યકંશ પાપી,
ધરમીને ધાતો ખાવા–અનાદિનાં અવળાં
ત્રેતામાં રાવણે ત્રાસ પડાવ્યા
દશરથને ઘેર દાવા–અનાદિનાં અવળાં
દ્વાપરમાં ફર્યાં દહીતોનાં ટોળાં
સંતોને ત્રાસ પડાવા–અનાદિનાં અવળાં
દ્વાપર અંતે થયો દુર્યોધન,
કળિજુગમાં પણ કૌરવ જેવાં,
બહુ ફરે બાબુ ને બાવા–અનાદીનાં અવળા

માટે કોઇએ આવી બાબતની શંકા કરવી નહિ અને જે ગુરુ પાસેથી મંત્ર લીધો હોય અને જે ઇષ્ટ રૂપ મળ્યું હોય તેનેજ ઇશ્વરરૂપ જાણી તેનું જ એક મનથી ધ્યાન ધરવું જોઇએ. અમારા ગુરુઓને ત્યાં બ્રહ્મસંબન્ધ કર્યા પછી શિષ્યોને પોતાની પાસે રહેવું જોઇએ એવો કોઇ જાતનો આગ્રહ નથી. બહેનો, કલિનાં પ્રભાવનું શું વર્ણન કરવું ? ધર્મરાજાના સમયમાં એવું બન્યું કે હસ્તિનાપુરમાં એક શાહુકારે થોડી જમીન બ્રાહ્મણને દાનમાં દીધી. બ્રાહ્મણે ઘર બાંધવા તે જમીનને ખોદી તો તેમાંથી એક ચરુ નીકળ્યો, તે લઇ તે જેની જમીન હતી તેની પાસેગયો અને કહ્યું કે શેઠ, તમારી જમીનમાંથી આ દ્રવ્ય

મળ્યું માટે તમારું છે તે તમે લ્યો. શેઠે કહ્યું કે મારે ઘણું દ્રવ્ય છે; મેં તમને જમીન દાનમાં દીધી માટે તે તમારું છે. આ બન્નેએ આમ દ્રવ્ય લેવા ના પાડી અને નિર્ણય કરવા આપની પાસે આવ્યા છીએ. ધર્મરાજા રાજી થયા અને કૃષ્ણને કહેવા લાગ્યા કે, મહારાજ મારા રાજ્યના મનુષ્યો લોભરહિત છે. ભગવાને જાણ્યું કે હું ધામે ગયો નથી, અને કળિ પ્રબળ થયો નથી ત્યાં સુધી બધું ઠીક છે. કૃષ્ણે કહ્યું કે ધર્મરાજ, આપણે આ ન્યાય કરવા શેષની પાસે જઇએ. ધર્મે કહ્યું ઠીક. તેઓ પાતાળમાં આવ્યા, અને ત્યાં આંગણમાં એક કૃષ્ણવર્ણ પુરુષને મજબુત બાંધેલો જોયો. તે કહેવા લાગ્યો કે હે ભાગ્યશાળી ધર્મ, મને બંધન વડે વેદના થાય છે, માટે મારાપર દયા કરી ક્ષણભર બંધનથી મને મુક્ત કરો. શેષને સમાચાર મળ્યા કે શ્રીકૃષ્ણ ને ધર્મરાજ આવ્યા છે; તેથી તેણે ઝટ ઉઠીને નમન કરી સિંહાસનપર બેસાડી તેમનું પૂજન કર્યું. ધર્મ બોલ્યા કે હે શેષ, આપના દ્વાર પાસે વૃક્ષ સાથે બાંધેલ પુરુષને મારે ખાતર દયા કરીને બંધનથી છોડો; મેં એને છોડવવા વચન આપ્યું છે. શેષે કૃષ્ણને પૂછ્યું કે જેમ આપ આજ્ઞા કરો તેમ કરું. કૃષ્ણે કહ્યું કે ધર્મની ઇચ્છા હોય તો છોડો. શેષ કહે છે કે હે ધર્મ, પછી પસ્તાવો થશે. તેણે કહ્યું કે ના છોડો ને છોડો. એ કૃષ્ણવર્ણ પુરુષને છોડ્યા પછી તે મૃત્યુલોકનાં તે શેઠ અને બ્રાહ્મણને કળિયુગનો પવન લાગ્યો. શેષે કહ્યું કે તમારો શો કજીઓ છે તે દર્શાવો. બ્રાહ્મણે કહ્યું કે, મહારાજ, આણે પૃથ્વી દાનમાં આપી તે દ્રવ્ય મારું કહેવાયને? ત્યારે શેઠે કહ્યું કે નહિ મેં તો પૃથ્વી આપી હતી. આ સાંભળી ધર્મને અચંબો થયો અને કૃષ્ણને કહ્યું કે, ભગવન્, આ શું? તેણે કહ્યું," તે પુરુષ જે કલિ હતો યુગકાળનો પ્રારંભ થયો માટે તેની આવી બુદ્ધિ થઇ છે. આ યુગમાં શિષ્યો ગુરુનું અપમાન કરશે પુત્ર પિતાનું સ્ત્રી પતિનું અપમાન કરશે. અને ઘણો જ અધર્મ પ્રવર્તશે.

માટે બ્હેનો પાળે તેનો ધર્મ આજે છે. જેની દોષગ્રાહી બુદ્ધિ નથી તેવા જનો તો આ કળિયુગમાં પણ એવા ગુરુઓને જોઇ શકે છે અને કહે છે કે–

### ગુરુનાં લક્ષણ (ગીત)

પ્રભુસેવા સદારત એવા ગુરુ અમે ભાળ્યા રે,
દયાવાન નીરમાન, છે દીનતાવાળા રે,
પવિત્રાઇ ઇંદ્રીજીત, કામક્રોધ ટાળ્યા રે,
નિરલોભ રહીત શોક, ને સંતોષવાળા રે,
ક્ષમા ગુણ પૃથ્વી જેવો,શીતલ સ્વભાવે ભાળ્યા રે,
નિત્ય નિર્મિત કર્મ કરે છે, નિર્મળા જે રૂપાળા રે.
નવધા ભક્તિમાં, રચ્યા પચ્યા રહેનારા રે,
દયાવાન દાસત્વને, નિત્ય માનનારા રે,
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગી–ભ્રાંત ભાંગનારા રે,
સદા કૃપામાર્ગમાં, પ્રભુકૃપાને ચાહનારા રે,

## પાંચમો દિવસ. શ્રદ્ધા ઉપર એક દર્દીની કથા

વળી પાંચમે દિવસે બધી બ્હેનો એકઠી મળ્યા બાદ ઇશ્વર-સ્તુતિ કરે છે—

શ્રદ્ધા પ્રભુમાં ધરશો જો તમે શ્રદ્ધા પ્રભુમાં ધરશો રે,
શ્રદ્ધાથી પ્રભુ દૂર ન જરીએ શ્રદ્ધાએ દર્શન કરશો રે,
શ્રદ્ધાથી સહુ કાર્ય સફળ છે, શ્રદ્ધાએ ભવ તરશો રે,
શ્રદ્ધા ગુરુ ગોવિંદ મહીં જો, કાર્ય સફળ સહુ કરશો રે.

સુશીલા બ્હેને મંગળાચરણ થઇ રહ્યા બાદ પૂછ્યું કે કહો બ્હેનો આજે શા વિષયપર ચર્ચા કરીશું. ત્યારે વિદ્યાગૌરીએ કહ્યું કે ગુરુ ઘણા મનુષ્યો કરે છે તેમાં કેટલાક પવિત્ર થાય છે અને કેટલાંક એવાને એવા રહે છે તેનું કારણ શું છે?

સુશીલા કહે છે બ્હેન જેટલી હૃદયમાં શ્રદ્ધા તેટલું વધારે જલદી કલ્યાણ જીવનું થાય છે અને જેમ શંકાશીલ રહે છે તેમ તેનું મન વધારે ડોળાણમાં પડે છે. ભગવાને શ્રીમદ્ ભગવદ્-ગીતામાં કહ્યુ છે કે—**संशयात्मा विनश्यति** માટે શંકા ન કરવી. શ્રદ્ધાથી લૌકિક અને અલૌકિક બન્ને કાર્યો સિદ્ધ થાય છે તે માટે એક દૃષ્ટાંત છે કે એક માણસને તાવ બહુ જ આવતો હતો. જેમ તેમ કરી તે વૈદ્યને ઘેર આવ્યો. તેણે વૈદ્યને નાડ બતાવી તે જોઇ વૈદે કહ્યું કે ભાઇ, આ કાગળ લ્યો અને આ પ્રમાણે ઉકાળી ત્રણ ટંક પીશો તો તમારો તાવ ઉતરી જશે. તે બિચારો તાવની ધુનમાં ને ધુનમાં ઘેર આવ્યો ને તે કાગળને ઉકાળી શેર પાણીમાં-થી જયારે પાશેર રહ્યું ત્યારે ત્રણ વખત પીધું અને બીજે દિવસે વૈદ્યને ત્યાં આવીને કહ્યું, "વૈદ્યરાજ, મારો તાવ ઉતરી ગયો છે." તેણે કહ્યું કે, હજી તે જ ઉકાળો પીજો. દરદીએ કહ્યું કે, વૈદરાજ, એ કાગળને તો હું ઉકાળીને પી ગયો: તે તો રંધાઇ ગયા જેવો થયો હતો તે નાખી દીધો છે. વૈદ્યે જાણ્યું કે, શ્રદ્ધાથી તેને લાભ થયો છે, માટે તેવો જ કાગળ આપ્યો ને તે દરદી પીધા બરાબર સાજો થયો. કહો બ્હેન શ્રદ્ધા શું ન કરે? વળી બ્હેનો આપણે તો સ્ત્રીજાતિ છીએ. આપણાથી **यदपि विरुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं** તે અનુસાર આપણાથી ગુરુ સાન્નિધ્યમાં રહીને જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી, કારણ કે આપણા મનમા તો ગુરુ દેવસ્વરૂપ જ છે. તો ઉપર કહ્યા પ્રમાણે ગમે તેટલું સારું હોય છતાં લોકવિરુદ્ધ આચરણ ન કરવું; પણ ઘરમાં બેઠાં વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે વર્તન કરી પતિનાં પણ પતિ જે પ્રભુ તેનું ભજન કરતાં રહેવું અને તેમાં જરાએ આળસ કરવું નહીં. મુખ કરે રામ રામ અને હાથ કરે કામ કામ. આટલી સરળ વાતના મંત્રને માટે સમજાવે છે, અમારા વૈષ્ણવ આચાર્યોએ નવધા ભક્તિ સાધનમાં ગણી છે અને તેમાં પ્રથમ શ્રવણભક્તિ બીજી કીર્તનભક્તિ અને ત્રીજીસ્મરણભક્તિ છે.

આ કાલકાલમાં મુક્તિને માટે નાના પ્રકારના સાધનવિધિ કહેલા છે. તેનું અનુષ્ઠાન કરવું બહુ અઘરૂ છે તેને માટે મહના વૈષ્નવરાજ સુરદાસજી કહે છે કે—

કેદારો રાગ

હે હરી નામકો આધાર,
ઔર ઇહી, કલીકાલ નાહી, રહો વિધિ વ્યવહાર—હે હરી
નારદાદી શુકાદી મુની મીલી, કીયો બહુત વિચાર.
સકલ શ્રુતિ દધિ મથિત કાઢયો, ઇતો ઇ ઘૃતસાર—હે હરી
દશો દિશ તે કર્મ રોકયો, મીનકો જયો જાળ
સુયશ હરિકો સુયશ ગાવત. જાહિ મીટ ભવપાર—હે હરી

બ્હેનો, દશે દિશાથી કર્મજાળથી આ જીવ બંધાયો છે તેને માટે કહે છે. जंजाळ जाळरुपेण मत्स्यरुपेण मानवा આ સંસારની જંજાળ જાળ રૂપે છે, અને મનુષ્યો માંછલા રૂપે છે. જેમ માછલું જાળમાં સપડાયેલું હોય ત્યારે જો તેને સદ્બુદ્ધિ આવે તો જાળનાં મુખનો ભાગ જરા મોટો હોય તેમાંથી નીકળી શકે છે તેમ જે જીવ આ સંસારજાળમાં સપડાયાં છે તેણે જાળનાં મુખરૂપ શ્રીહરિનો આશ્રય કરવો જેથી કલ્યાણને મેળવી શકે છે. તમે પૂછયું તેમ ઘણા બોલે છે તેમ વર્તતા નથી. કહ્યું છે કે—

કહેતા સો કરતા નહિ, મુખકે બડે લબાડ
કાળા મુખ લે જાયગા, સાહેબ કે દરબાર.

**परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।**
**धर्मे स्वीयमनुष्ठानं कस्यचित्तु महात्मनः ॥**

અર્થ—સર્વ મનુષ્યોને પરોપદેશમાં પંડિતાઇ કરવી સ્હેલી છે, પણ પોતાના ધર્મનું આચરણ કરવું તે કોઇ મહાત્માને જ હોય છે.

### સ્ત્રીઓની અધોગતિ શાથી ?

આજે છઠ્ઠે દિવસે બધી બ્હેનોએ ઇશ્વરસ્તુતિ કર્યા બાદ વિદ્યાગૌરીએ પ્રશ્ન કર્યો કે બ્હેન આજ તો આપણી સ્ત્રીઓની અધોગતિ

શાથી થાય છે તે વિષે ચર્ચા કરો તો ઠીક. સુશીલાએ કહ્યું કે બ્હેનો આજનો વિષય સ્ત્રીઓની અધોગતિ શાથી થાય છે તે વિષે આધુનિક સમય પ્રમાણે હું તમારી આગળ બે વાત મારી બુદ્ધિ અનુસાર કહીશ. તે ધ્યાનથી સાંભળી લેશો, અને તેમાથી જરુર જેટલું ગ્રહણ કરશો એવી આશા છે. બ્હેનો, આ વિષયમાં વર્તમાન સમયમાં કેળવણી લીધેલા અને પાશ્ચાત્ય અનુકરણ કરનારાઓ કહે છે કે સ્ત્રીઓની ભણતર વગર અધોગતિ થાય છે, કેટલાંક કહે છે કે બાળલગ્નથી અધોગતિ થાય છે, કેટલાંક કહે છે કે સ્ત્રીઓને ઘરકામમાં ગોંધી રાખવાથી અને પતિનાં તાબેદાર રહેવાથી અધોગતિ થાય છે. પણ બ્હેનો, એ વિષયમાં મારું તો એમ માનવું છે કે શાસ્ત્રકારો કહે છે કે એક માતા સો ગુરુ બરાબર છે; આજકાલ માતાઓનાં હાથ નીચેની શિક્ષા ચાલી જવાથી રાતદિવસ ભણવું, ભણવું, અને ભણવું એવા વિચારમાં રહેવાથી કન્યાઓ બાળપણથી જ પોતાનાં કર્તવ્યભ્રષ્ટ થાય છે. ન તો એક ધર્મની શિક્ષિકાઓ કે જેથી પોતાના ધર્મનું જ્ઞાન મળે; ન તો ધર્મનું જ્ઞાન મળે; ન વર્ણાશ્રમ ધર્મનું જ્ઞાન મળે. હિંદુ કન્યાઓને માતાપિતા પ્રત્યેની ફરજ, વડીલો પ્રત્યેની ફરજ, શ્વસુર પક્ષમાં કેમ રહેવું એ પણ શીખવવામાં આવતું નથી. તમારાં કપડાં ખૂબ મજાના પ્હેરો, વાળને વિચિત્રતાથી ઓળો, ગોખેલા સંવાદ કરો, પરપુરુષો પાસે પરીક્ષાઓમાં મેળાવડા કરી નાચો, તમારા મનપસંદ વર પસંદ કરો, માબાપ પરણાવે ત્યાં ન પરણો આટલું અમારું શિક્ષણની ઇતિ. આજકાલના જુવાનો કહે છે કે દેશનો ઉદ્ધાર કરો, ઘરનો ઊદ્ધાર નહી; વૃદ્ધો ઘરમાં ખાટલે પડ્યા હોય તેની દરકાર નહિ, પરંતુ સ્ત્રીઓએ અપ-ટુ-ડેટ કપડાં પહેરવાં, અને પતિના હાથમાં હાથ મેલી ફરવું, અને લાજ મર્યાદાને મૂર્ખાઇ માનવી. સ્વચ્છંદ અને સ્વતંત્રપણે મરજી પડે તેમ વર્તવું. આ બાબતોને વર્તમાન કેળવાયેલા લોકો ટેકો આપે છે ત્યારે ધર્મને

જાણનારા અધોગતિમાં પડે છે એમ માને છે. ધર્મને માનનારા જૂના વિચારના કહે છે કે આ દેશમાં પાશ્ચાત્ય અનુકરણથી ઘણું જ નુકસાન છે, અને શાસ્ત્રો કહે છે કે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવાથી અધોગતિ છે. પશ્ચિમના સ્વતંત્ર લોકો તેનો કડવો અનુભવ ચાખી રહ્યા છે. લાખો છૂટાછેડા થયા કરે છે. સ્ત્રી કહે છે કે પતિએ આમ કર્યું ત્યારે પતિ કહે કે સ્ત્રીએ આમ કર્યું. સ્વતંત્રતાનો પવન ટોચે પ્હોંચ્યો છે અને કોઇ જાતની ગૃહવ્યવસ્થાથી તેઓ સુખી દેખાતા હોય તેમ દેખાતું નથી. બાળકો ઇસ્પીતાલમાં તથા વિદ્યાગૃહમાં અને વૃદ્ધો ઇસ્પીતાલમાં પારકી સેવાઓથી પોતાનાં જીવન જેમ તેમ પૂરા કરે છે, અને જૂના વિચારવાળાને તેમાં અધોગતિ દેખાય છે. લગ્નની બાબતમાં પણ જુવાન છોકરીઓને મોટી વયે પરણાવવાથી ઘણું જ નુકસાન છે. જુવાન છોકરીઓ કામને આધીન થઇ છૂટથી પરપુરુષો સાથે ભેળાય છે અને તેનું પરિણામ ઉર્મીલા અને દયારામ જેવું આવે છે. બ્હેનો આ તો એક કેસ જાહેરમાં આવ્યો છે, પણ ખાનગીમાં હજારો પુરુષો વર્ણધર્મ છોડી મરજી પડે તેવું વર્તન કરે છે. આજકાલની કેળવણીથી પુરુષોને ગંધર્વો ને સ્ત્રીઓને અપ્સરાઓ બનાવ્યા છે, એમ મારું માનવું છે; એટલે કે રસિકતા મેળવીએ છીએ એમ કહે છે, પણ અર્જુન જેવા વીરનરો કુંતા માતાએ જ જનમ્યા હતા. પોતે સ્વર્ગમાં ગયા. ઉર્વશી મોહિત થઇ પરંતુ પોતાનું મન જરા પણ ડગાવ્યું નહિ. એ પણ મૃત્યુલોકનો માનવી જ હતોને! પરંતુ ધર્મની કેળવણી હોવાથી ધર્મનાં સંસ્કારો હોવાથી તેઓ ધર્મને સાચવી શકતા હતા માટે ધર્મની કેળવણી વિના સ્ત્રીઓની અધોગતિ છે. શાસ્ત્ર કહે છે કે ધર્મં ચર ધર્મે ચાલ. એનો અર્થ આજ કાલની મનની કેળવણીયે મનનાં ધર્મો જેમ ચલાવે તેમ ચાલવું એટલુંજ સમજાય છે માટે મારું માનવું એવું છે. ધર્મની કેળવણી વિના અને ધર્મે ચાલ્યા વિના સ્ત્રીઓની અધોગતિ છે. એક કવિ કહે છે કેઃ—

શું કરશે સારું બ્હેન, કોરી કેળવણી
સદ્‌ગુણની નહિ જો, હોય સાથે મેળવણી.
વાંચન વિવિધ જાતનું શીખ્યા, લખતાં શીખ્યા બેશરે
ઇતિહાસોમાં ચુક ન એકે, ચિત્રવિચિત્ર વિશેષ–કોરી કે૦
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણીયા ભાવેરે
સારી વાકય જોડણી કરતાં, ચૂક ન એકે આવે જ–કોરી કે૦
મોતીનાં દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારારે
ભૂત ભરમની વાતો ભૂલ્યા, જાણ્યા જુગતે ધારા–કોરી કે૦
કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યા કદી પીરસવારે
સરખે સરખી સખીઓ સાથે, શીખ્યા સુંદર હસવા–કોરી કે૦
પાંખા પટકુળ પેરી અંગે, ઘણા ઘરેણાં ઘાલી રે,
દેશ દેશની વાતો કરતાં, શીખ્યા પાડી તાડી–કોરી કે૦
દેશકાળને સમજી સઘળી, લાજ લગામ વીસારી રે,
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મન ગમતી તે સારી–કોરી કે૦
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યા ભાષણ કરતાં રે,
તેવ તેવડા સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતાં–કોરી કે૦
નાચ તમાસા ખાસ ખેલો, જોતાં ભાંડ ભવાઇ રે
ચતુર થયા પણ સગાં સાહિની, વિસરી ગયાં સગાઇ–કોરી કે૦
ખાટ પલંગ ખુરશીએ બેઠાં, મોજમજા બહુ માણી રે
દીન જનોને દુઃખીઆ દેખી, દયા ન મનમાં આણી–કોરી કે૦
સારું સારું ખાતાં લેતાં, શીખ્યા સહુથી સારું રે
સુજનપણું જાવાનું જાણે, વાગે આજ નગારું–કોરી કે૦
વિવેકીઓને વૃદ્ધ જનોને, વિવેકીઓ પણ માને રે
તપાવવા તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઇ અપમાને–કોરી કે૦
હક સ્વામીનાં સરખો લેતાં, દેતાં સહુને ડારો રે
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો–કોરી કે૦
મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે'છે રે
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે–કોરી કે૦

ભણી ગણીને જે કરવાનું, તે તો ર'છે અળગું રે
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગું–કોરી કે૦
સાર ભણીને જે લેવાનો, તે તો ર'છે દૂર રે
દેશ સુધારક નરનું તેથી ઉતરી જાય છે નુર–કોરી કે૦
કેળવણીનો અર્થ ન સમજે, આજ કાલનાં લોકો રે
તેથી પાછળથી પસ્તાઇ, અંતે મૂકશે પોકો રે–કોરી કે૦
બાળ યુવા વૃદ્ધાવસ્થામાં ધર્મે ચાલે જે બ્હેનો રે
તો આ વિશ્વ વિષે લીધેલો, સફલ જન્મ છે એનો–કોરી કે૦

આટલું ગાઇ રહ્યા પછી બધા જય શ્રીકૃષ્ણ કહી છુટા પડે છે.

**अहो बत महत् कष्टं विपरीतमिदं जगत् ।**
**येनापत्रपते साधुरसाधुस्तेन तुष्यति ॥**

અર્થ–અહા કેવી મોટી દિલગીરીની વાત અને આ જગત્ કેવું વિપરીત છે કે જે કામ કરવાથી સજ્જન પુરુષ લાજ પામે છે તે કામ કરવાથી દુર્જન સંતોષ પામે છે.

વળી સાતમે દિવસે બધાં બ્હેનો ભેળાં થઇને પ્રથમારંભમાં સ્તુતિ કરવા લાગ્યાં.

ગીત

સાચું સહુ બોલો બેની છે ખોટ ખલકમાં એની,
સાચેથી દુઃખડાં જાશે આ જન્મ સફળ પણ થાશે.
છે સાચ સદા સુખ કરતાં તેને નહિ કોઇ વિસરતા,
રેજો જુઠાથી ડરતારે.
સુખ સંપત તેથી દોષ પણ જાય ખુબી તે તેની,
સાચું સહુ બોલો બેની.
પશુ કરતાં સમજણ સારી, પ્રભુએ સહુ વિષે વધારી,
વિનયેથી વાત વિચારી.
સારું જો સાચ પળાય, લાભ જળવાય જરૂર છે જેની,
સાચું સહુ બોલો બેની.

ભણતરનો એ છે સાર એ તનમનનો શણગાર,
સુધરે તેથી સંસાર.
કરજો સજની સુવિચાર, જન્મ દેનાર કુખ છે કેની,
સાચું સહુ બોલો એની.
જય જય શ્રી સદ્‌ગુરુ દેવકી જય.

આજ સ્તુતિ થયા બાદ સુશીલા બેને કહ્યું કે કેમ વિદ્યાગૌરી બ્હેન આજે શા વિષયપર ચલાવશું વિદ્યાગૌરી કહે છે કે બ્હેન આજ મારે આપને એટલું જ પૂછવાનું છે કે હમણાં હમણાં ધારાસભામાં શારદા બીલને માટે આવ્યું છે અને વળી એક ગૌર બીલને માટે આવ્યું છે તો તેમાં શારદા એમ બીલ લાવ્યાં છે કે કન્યાઓનાં લગ્ન (૧૬) વર્ષની વયે કરવાં. એમ સરકારે કાયદો કાઢવો અને જે વ્હેલાં લગ્ન કરે તેને દંડ કરવો. વળી ગૌઅર બીલ જેમાં છુટાછેડા કરવા વિષે વાત છે તે ધારાસભામાં લાવ્યા છે વળી એક ભાઇ દત્તક લેવા એ વિષે બીલ લાવ્યા છે તો તે બાબતમાં સુધરેલા અમારા મંડળોએ સભાઓ ભરી અને તેને ટેકો સમસ્ત હિંદુ કોમની સ્ત્રીઓને નામે આપવામાં આવ્યો છે. આપ જુના વિચારનાં છતા કંઇક સમજી શકો છો માટે આપને આ બાબતમાં પૂછું છું કે તેમાં તમારો શો મત છે સુશીલા બ્હેન કહેવા લાગ્યાં કે બ્હેન આ કળીયુગના જમાનામાં જે ન થાય તે ઓછું ગણાય છે બ્હેનો કેશવલાલ ભાઈએ એક ગીતમાં કહ્યું છે કેઃ

ગીત

સંતો સુધારે શું કર્યું, કરી જો જો વિચારરે,
માઠી દશા થાયે દેશની, કયાં કરીયે પુકારરે;
સંતો સુધારે શું કર્યું.
ધર્મ જાયે છે ઢોલ વાગતો, વળે કર્મોની કાણરે,
શરમ નથી રહી આંખની, મર્મ પ્હોંચ્યો મશાણરે;
સંતો સુધારે શું કર્યું.

કર્તા ન માને કોઇને, ગણે વસ્તુ સ્વભાવરે,
શાસ્ત્ર પુરાણુ રખડી પડ્યાં, આપ્ત માથે અભાવરે;
સંતો સુધારે શું કર્યું.

આચારનો અંતકાલ છે, સાવ વંઠયો વિવેકરે,
ઈશ્વરમાં આસ્થા નહિ, આવે તર્ક અનેકરે;
સંતો સુધારે શું કર્યું.

નાત જાતને ધિક્કારતા, અનાચારે તણાયરે,
જૂનું બધું જૂઠું વદે, નવું સાચું મનાયરે;
સંતો સુધારે શું કર્યું.

બોલે વિલાયતી બોલીઓરે, બધું જાણ્યાનો ડોળરે,
રીતભાત ને વ્યવહારનો, તેથી થાય ઘમરોળરે;
સંતો સુધારે શું કર્યું.

દેશની દાઝ દેખાડતાં, ઘણું વાણીમાં જોરરે,
પારકું એઠું ખાય છે, થયું અંધારું ઘોરરે;
સંતો સુધારે શું કર્યું.

ગીત પરદેશનાં ગાય છે રે, અહીં દેખે છે દોષરે,
દેશી વિચારપર દૂરથી, રોજ રાખે છે રોષરે;
સંતો સુધારે શું કર્યું.

કોઇને કોઇ રોકે નહિ રે, સર્વ લોકો સ્વતંત્રરે,
સત્ય શોધવા પંથનો, કોઇ જાણે ન મંત્રરે;
સંતો સુધારે શું કર્યું.

ઘર ફીટે ઘર જાય છે રે, જુઓ પ્રત્યક્ષ વાતરે,
લેવાં જતાં લાભ સામટા, પડશે સર્વ પછાતરે,
સંતો સુધારે શું કર્યું.

કેશવ હરી કરુણા કરે, થાય તો તો કલ્યાણરે,
નહિ તો અરે આ દેશનાં, બુડ્યાં બારે વ્હાણરે;
સંતો સુધારે શું કર્યું.

બ્હેનો આ ગીતથી તમે જાણ્યું હશે કે આજકાલ દેશના ભણેલા ગણેલા સુધરેલા ગણાતા સુધરેલા એમ વિચારે છે કે આપણે કોઇ રીતે નામ કહાડવું અને અમે અમારા સમયમાં કાંઇ કર્યું છે તે બતાવવું એટલી જ આકાંક્ષા રાખે છે પોતાનો દેશ સુખી ઇચ્છનારાઓ સરકારની વિરુદ્ધ તો વાત કરી શકે નહિ કેવી રીતે તે બાબતમાં એક દૃષ્ટાંત છે કે–

## દૃષ્ટાંત

રાજાની પાસે પરંપરાથી હાજી હા કરનારા હોય છે. એક રાજાની પાસે એક ખેડુત રીંગણાની મોસમમાં રીંગણા ભેટ લાવ્યો. રાજાએ નવાં નવાં કાળાં કાળાં કોયલા જેવાં રીંગણા જોઇને સભા સામે જોયું અને કહ્યું કે વાહ વાહ કેવાં સુંદર રીંગણા છે? એટલે હાજીઓ બોલ્યો કે વાહવાહ બાપુ ઘણાં જ સુંદર રીંગણા છે. બાપુ રીંગણા તો શાક માત્રમાં રાજા ગણાય છે અને તે માટે જ તેને માથે લીલું છત્ર ધરાવ્યું છે રાજાજીએ રીંગણાનો બહુ જ ઉપયોગ કર્યો, અને તેને ગરમીથી હરસની બીમારી થઇ આવી. વળી કોઇ બીજો ખેડુત રીંગણા લઈ આવ્યો અને રાજાજીને ભેટ કરી ત્યારે રાજાજી બોલ્યા કે, રીંગણા બહુ જ ખરાબ છે એટલે હાજી હા કરનાર બોલ્યા કે, હા બાપુ તે માટે તો રીંગણા ને માથે ખીલો ઠોકયો છે. તો આટલી વાતથી સમજાય છે કે જે રાજ્યસત્તાને સારું લગાડનારાઓ ધારાસભાના સભાસદોને બીજું દેશહિતનું કામ ન કરવું હોય ત્યારે કંઇ નવું કરવા માટે પોતાનાં ધર્મનો ઉચ્છેદ કરવા પોતે કુહાડામાં હાથા સમાન થાય છે. મોટી ઉમ્મરે લગ્ન કરવાથી જ સારી પ્રજા થાય છે એમ માનનારો ને ખોટા પાડનારી વાત હું કહીશ. ગાંધીજી તીલક અને અન્ય દેશનેતાઓ નાની ઉમ્મરની માતાઓ થયેલીઓથી જ જનમ્યા છે તો તેવા નવા કાયદા લાવનારાઓ જેમ આપણી કહેવતમાં કહે છે તેમ "નવરો બાબર શું કરે? ખાટલો ઉખેડીને વહાણ ભરે" આવી દશા

દેશની છે. પ્રભુ સહુને સદ્બુદ્ધિ અર્પો. વળી સુધારાવાળાઓ પણ વિધવાવિવાહ કરવાને આગ્રહ કરી રહ્યા છે અને વિધવા-વિવાહથી લાભ થવાની ઇચ્છા રાખે છે. તેનાથી લાભ એટલો જ છે કે વિધવાઓને વિષયસુખ મળે અને અનાચાર કરતી અટકે પણ વિધવાવિવાહથી અનાચાર અટકશે એમ નહિ પણ ઉલટું અગ્નિમાં ઘી નાખવાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ તેનું મન વધારે વિષયી બનશે આથી અનાચાર અટકાવવાને માટે વિધવાવિવાહ યોગ્ય છે એવું કારણ સુધારાવાળા માને છે તે ખોટું છે એમ હું તો માનું છું. સુશીલા બ્હેન કહે છે કે-

**શિખરિણી**

પતિ મરતાં જેનાં વિષયભોગો પણ મરી જતા,
પતિ જાતાં જેનાં સકલ ઉપભોગો સરી જતા;
પતિ જાતાં જેની વૃત્તિઓ પ્રભુમય થઇ જતી,
અમારા આર્યોમાં એ વિધવા જ પૂજાતી હતી.

આ આપણી વિધવાઓનો ધર્મ.

બ્હેનો પાશ્ચાત્ય દેશની વાતો વાંચવાથી આપણે સમજી શકીયે છીએ કે એ દેશમાં ધર્મનાં દૃઢ બંધનો ન હોવાથી અના-ચાર નિત્ય થાય છે લગ્નનું બંધન અત્યંત ઢીલું પડવાથી ત્યાંના વિચારવાન મનુષ્યો તે બંધન દૃઢ કરવા માંગે છે જેમ વધારે સ્વતંત્રતાથી સેંકડો છુટાછેડાના કેસો કોરટે ચડે છે ત્યારે ઓછી સ્વતંત્રતા અને ધર્મનાં દૃઢ બંધનોથી સ્ત્રીપુરુષો કોરટનું મોઢું જોતાં જ નથી. આપણા દેશમાં જેમ કોઇ વિધવા દૂરાચારી નીકળે છે તેમ ત્યાં કુમારીકાઓ દૂરાચારી બહુ જ હોય છે. તાત્પર્ય એટલું જ કે વિધવાનાં લગ્ન ન કરવાથી દૂરાચાર વધે છે એમ કહેનારા ખાંડ ખાય છે. વિધવાઓમાં દૂરાચાર લાગતાં હોય ત્યાં તે અટકાવવાનો ઉત્તમ ઉપાય એજ છે કે પ્રજામાં ધર્મ અને નિતીનું શીક્ષણ વધારવું અને તેથી જ લાભ થશે.

ગાંધીજી જેવા દુનિયાને બ્રહ્મચારી રહેવાની સલાહ આપે તે લોકો માન્ય રાખે છે અને વિધવાઓને સંન્યાસીની તરીકે રાખવાના ધર્મને આજકાલની કેળવણીવાળા ખોટું માને. વાહ, કાળની બલીહારી છે. વિધવાઓનાં લગ્નનો પ્રચાર માંડી વિષય-સેવનને ઉત્તેજન આપવું તે ધર્મની દૃષ્ટિએ મહાન પાપ જ છે. પ્રત્યેક કુટુંબઅર્થે દેશઅર્થે ન્યાતઅર્થે વિધવાઓ પોતાનું જીવન વાપરે અને મનુષ્યદેહનું સાર્થક કરે તો જરૂર બ્હેનો ઉંચ વિચારનાં થશે અને ધર્મનું રક્ષણ થશે. માટે એનો વિધવા-વિવાહથી જ ખરેખરું નુકશાન છે. એમ અમે સાંભળ્યું છે કે જે ન્યાતોમાં પુર્નવિવાહનો ચાલ છે તે ન્યાતમાં પણ જ્યાં સુધી કન્યા મળે ત્યાં સુધી કોઇ પણ સારો ગણાતો માણસ નાતરું કરતો નથી. ના–તરું એનો અર્થ એ જ કે જે સ્રીપુરુષ આવો સંબંધ કરે તે તરે જ નહીં. એટલે આપણાં હિન્દુ ધર્મનાં કાયદા પ્રમાણે સદાચારી ગણાય જ નહિ આ બાબતમાં એક દૃષ્ટાંત છે.

## દૃષ્ટાંત

માછલીઓને અસલ પાંખ હતી નહિ. તેમાં એક માછલી જે સ્વભાવે લોભી ને અસંતોષી હતી, વળી પાણીમાં પડ્યા રહેવાથી કંટાળી ગઇ હતી તેણે પ્રભુની સ્તુતિ કરી અને કહ્યું કે હે પ્રભુ મને હવામાં ઉડાય અને આકાશની સર્વ લીલા ને જગતની સર્વ વસ્તુઓ જોવાય, વળી અમારી ન્યાતની માછલી હેરાન કરે તેમાંથી મુક્ત થાઉં અને મને પાંખ મળે. પ્રસન્ન થઈ પ્રભુએ પાંખ આપી. તે માછલી આનંદ પામી અને પોતાના સાથીઓને તીરસ્કારની દૃષ્ટિએ જોવા લાગી અને ઉડવા લાગી. પણ થોડા સમયમાં તેને માલમ પડ્યું કે આ પાંખો તો વધારે ભય આપનારી છે. જ્યારે તે હવામાં ઉડતી ત્યારે સમડી અને

કાગડા વગેરે પક્ષીઓ તેની પાછળ પડી તેને ખાઇ જવા આવતા. અથવા તો તેમનાથી બચવા તે પાણીમાં પાછી પડતી પણ ત્યાં તો હવાડામાંથી નીકળી કૂવામાં પડવા જેવું થયું તેનાં અસલ સાથી માછલાં ત્યાં તેને ખુબ મારતાં હતાં. આમ તે બેવડાં સંકટમાં આવી પડી તેમાંથી રક્ષણ થવા માટે તેણે ફરી ઇશ્વરની પ્રાર્થના કરી. કહે, પ્રભુ મારી પાંખો પાછી લઇ લ્યો. ત્યારે ઇશ્વરે કહ્યું કે હું જાણતો હતો કે આ પાંખો તને પીડાકારી થઇ પડશે પણ તારા લોભ ને અસંતોષીપણાને લીધે તને શિક્ષા કરવાને જ મેં આ પાંખો આપી હતી.

આ દૃષ્ટાંતનો સાર એટલો જ છે કે પ્રાણી અસંતોષી રહી પોતાની સ્થિતિમાં આવતાં સુખ દુઃખનો વિચાર કર્યા વિના બહારના કોઇ ઠાઠમાઠ પર લોભાય છે તેને પાછળથી પસ્તાવું પડે છે. માટે ધર્મિષ્ટ હૃદયની બેહેનોએ એટલું નિશ્ચય રાખવું કે સુધારાનાં વંટોળીયામાં ફસાતાં ક્યાં ઉડી જશું તેનો લાંબો વિચાર કરવો. બ્હેનો આજે આપણો અઠવાડિક સત્સંગ પૂર્ણ થયો છે.

વધ્યું કલિનું બલ આજ માનો,
ફરી ગયો ભૂતલ આ જમાનો;
જ્યાં ત્યાં કરે નાસ્તિક દાબ ચેતો,
બુદ્ધિ બચાવો જ કદા બચે તો.

## શિક્ષા

બની શકે તો ભલાઇ કરજો, લઈ કીર્તિને સુખથી મરજો,
જો કરણી તમે સારી કરશો, તો ચોરાશીમાં નહિં ફરશો;
ધન જોબનનો જોસ ન રાખો, હૃદયે પ્રભુ તણો ડર રાખો,
મુખમાં જો હરિરસને રાખો, તો તો તરી જશો ભવ આખો.

**શ્રીકૃષ્ણાયનમઃ**

# ધર્મ્યામૃતમ્

(પુનમ ચાંદની રાહ)

કહે છે કૃષ્ણજી અર્જુન સુણુ તું, અધ્યાય બારમો।રે
ગીતામાં ધર્મ્યામૃત જે આઠ શ્લોક કહેવાય-કહે છે કૃષ્ણજી.

## સાખી

પ્રાણી માત્રમાં દ્વેષ નહિ, મૈત્રી કરુણાવાન,
નહિ મમતા અહંકારને, ક્ષમા સુખ દુઃખ સમાન,
સંતોષી યોગી મન વશ, દૃઢ નિશ્ચય જેહનો રે.
મન ને બુદ્ધિ જેણે મુજમાં અરપ્યાં હોય,
એવો ભક્ત મુજને પ્રિય છે પાર્થ તું જાણજે રે-કહે છે.
ઉદ્વેગ કરે નહિ કોઇને, કોઇથી નવ દુઃખાય,
હર્ષ ભયા ઇર્ષ્યા ઉદ્વેગથી, છુટયો જે દેખાય
ઇચ્છા નહિ કાંઇ પવિત્ર, ડાહ્યો પીડા વગરનો રે
ઉદાસીન જગતમાં, આરંભ નહિ કરનાર
એવો ભક્ત મુજને પ્રિય છે પાર્થ તું જાણજે રે-કહે છે.
હર્ષ દ્વેષ શોક ઇચ્છા નહિ, નહિ શુભ અશુભનું ભાન,
સરખા શત્રુ મિત્ર છે, માન અને અપમાન,
ટાઢું ઉનું જેને સુખ દુઃખ સર્વે સમાન છે રે,
જેને આસક્તિ આ જગમાં કંઇ નવ હોય
એવો ભક્ત મુજને પ્રિય છે, પાર્થ તું જાણજે રે-કહે છે.
નિંદા સ્તુતિ જેને નહિ, મૌની સંતોષી સદાય,
ઘરમાં આસક્તિ નહિ, સ્થિર મતિ જેની થાય,
પીયે છે શ્રદ્ધાથી આ, અમૃતરૂપી જ્ઞાનને રે
માને છે જે મુજને, સદા પરમ કલ્યાણ
એવો ભક્ત મુજને પ્રિય છે, પાર્થ તું જાણજે રે-કહે છે.

# વિનતિ.

સર્વે ભાવિક બ્હેનોને નમ્ર વિનતિ છે, કે શ્રી મુંબઈ ૨ બારભાઈ મ્હોલ્લામાં નાગદેવી રસ્તા ઉપર સ્વર્ગવાસી કલ્યાણજી શીવજીએ બંધાવેલા શ્રીરામચન્દ્રજીના મંદિરમાં દર બપોરના કલાક ૩ થી ૪ સુધી સદ્ધર્મ સુબોધક સ્ત્રી નામનું સ્ત્રીઓનું એક મંડળ એકઠું યાથ છે જ્યાં હંમેશાં ન ભક્તિથી ભરપૂર ઉપદેશોનું શ્રવણકીર્તન થાય છે, અને તેમા ન રીતે સદરહુ મંડળ તરફથી સાંજના ૪ થી ૫ સુધી શ્રી માધવબાગમાં પણ તેવો જ અમૂલ્ય સદ્બોધ મળે છે. તેમ જ હમણા થોડા વખત થયાં કોટમાં મીંટરોડ ઉપર શ્રીયુત શેઠ પરભુદાસ કોઠારીની વાડીમાં બપોરના (સ્ટા. ટા.) ૩ થી ૪ સુધી ધાર્મિક ઉપદેશ થાય છે. માટે ભાવિક બ્હેનોને અમૂલ્ય લાભ લેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે, તેમ જ ઉપર્યુકત મંડળ તરફથી શ્રી રામચન્દ્રના મંદિરમાં "શ્રી રામ સ્ત્રી ઉપયોગી પુસ્તકાલય" ખોલવામાં આવેલ છે, અને તેમાંથી દરેક બ્હેનોને પુસ્તકો વગર લવાજમે વાંચવા આપવામાં આવે છે, માટે તેનો પણ લાભ લેવા વિનતિ કરવામાં આવે છે.

વ્યવસ્થાપક.